# સતિ દ્રૌપદી.



(સચિત્ર) વાણાવટી ભાગ ૧-૨ દરેકના ૦-૧૦-૦

(સચિત્ર) મીરાંબાઇ ભાગ ૧-૨ દરેકના રૂ ૦-૧૦-૦

શાહ રણછોડલાલ મોતીલાલ બુકસેલર-અમદાવાદ

ૐ

# સતીદ્રૌપદી.

## ગદ્યપદ્યાત્મક નૉવેલ.

રચિ પ્રસિદ્ધ કર્ત્તા

**દલાલ જેઠાલાલ વાડીલાલ.**

નરસાહમેહેતા. મીરાબાઈ વીણાવેલી, વિગેરે

પુસ્તકોના કર્તા.

દોહરો.

ભારતનો આ સાર છે, સતી દ્રૌપદી નાર,
ધન્ય ધન્ય સાચી સતી વશ કીધા કીરતાર.

છપાવી પ્રસિદ્ધ કર્તા

**બુકસેલર રણછોડલાલ મોતીલાલ**

રીચીરોડ—અમદાવાદ.

આવૃતી બીજી — પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

મુલ્ય બાર આના.

અમદાવાદ પાનકોરના નાકે
મનહર પ્રીન્ટીગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપ્યુ

# પ્રસ્તાવના.

દ્રૌપદી લખવાનો હેતુ એ છે કે આજ કાલ શાસ્ત્ર પરથી ચીતાર જેવા-નરસિંહ મેહેતા, મીરાંબાઈ, રામવિયોગ, રામરાવણ, સતીસીતા દ્રૌપદી વિગેરે ચીતારો શાસ્ત્રાનુસાર ખાનાને ભજવાવા જોઈએ, તે પ્રમાણે નહી ભજવતાં તુટક અને ઢંગધડા વગરના ભજવાય છે અને ખોટા ગ્રીખગો ભજવનારાઓ [illegible]નતા હોવાથી લોકો વાહ ' વાહ ' ના પોકારોથી વધાવી લે છે, તે જમાનાની બલીહારી છે પરંતુ વહાલા વાચક વૃંદો ! એવા શાસ્ત્રીય ચીતારો શાસ્ત્રાનુસાર દેખાવા અને ભજવવા જોઈએ, જેથી પુરતું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે સબબ કહે સતીદ્રૌપદી નાટક જે હાલ ભજવાય છે તે પૈકી એક દાખલા રૂપે કહુ છુ કે, પાણીપતના યુદ્ધમા ભીમને ઉશ્કેરવા સતી દ્રૌપદી કહે છે કે લ્યો આ મુદડી ઓટો, લ્યો, આ સાડી પહેરો, વિગેરે શબ્દો ભીમને દુશાશનનો વધ કરવા જવા માટે કૃષ્ણના કહેવાથી સતી કહે છે, તે બનવુ અશક્ય છે, પતીને એવા તુચ્છ અને હલકા બોલો સતી કદાપી કહે નહી, અને કૃષ્ણ તેવા શબ્દો કહેવાની સલાહ આપે પણ નહી કારણ તેવા શબ્દો સતી પતીને કહે, તો પછી શંખણી અને સતીમા ફેર શાનો ? અને કૃષ્ણ એવી સલાહ આપે તો પછી તેનુ પ્રભુપદ શેનુ ? ઉશ્કેરણી કરવા માટે કિંચના શબ્દોના ક્યાં તોટા પડયા છે, પરંતુ આ જમાનામા તો જેમ ગોપાળ ફેન, અને ખામટાની પુજ, એ કહેવતાનુસાર ચાલ્યુ જાય છે, પરંતુ વહાલા વાચક વૃંદો વિચાર કરો અને એવા લેખોમા નીતી વિરૂદ્ધ કાંઈપણ લેખ તમારી નજરમાં આવે, તે બંદ કરો અને ભજવનારને સખ્ત ઠપકો આપો જેથી લેખકો અને ભજવનાર તેમ કરતા અટકે અને શાસ્ત્રાનુસાર દેખાવ અને ભજવાય આ લેખ ખાસ આશય અનુસાર લખાયેલો છે, જે વાંચવાથી વાચકવર્ગની ખાત્રી થશે

લી. સેવક,

દલાલ જેઠાલાલ વાડીલાલ.

# ટુંકસાર.

## મંગળાચરણ

**પ્રવેશ ૧ લો.**–પંચાળ દેશમાં રાજ્ય બાગ—સખીઓ સહ દ્રૌપદી સખીઓનું દ્રૌપદીને શુંગાર બગથાર સજવા માટે સુચવવું દ્રૌપદી ઇશ્વર ઇચ્છા બતાવવી ગમન માટે કહેવું, ગરબો, બાદ સખીઓનું જવું

**પ્રવેશ ૨ જો.**–સ્થળ દ્રુમ રૂષીનો મઠ—વીદ્યાર્થીઓનું ઇશ્વર સ્મરણ દ્રુમ રૂષીનું આવવું પાન્ડવો કાપડી રૂપે રૂષીનું પુજન કરવું રૂષીનો આશીર્વાદ ત્યાં દ્રુપદ રાજાની કંકોતરી આવવી, રૂષીની તૈયારી, કાપડી રૂપે પાન્ડવોની રૂષી સાથે સ્વયંવર જોવા જવા વીનવણી રૂષીનું ના કહેવું તીમ રંગ બતાવવો રૂષીની હા તૈયારી, સાથે કાપડી વેશે પાન્ડવોની પણ તૈયારી

**પ્રવેશ ૩ જો.**–સ્થળ હસ્તીનાપુરમાં કૌરવ દરબાર—વારાંગનાનો નાચ બાદ દ્રૌપદી સ્વયંવરની કંકોતરી લઇ દ્રુપદ રાજા તરફથી અનુચરનું આવવું કંકોતરી વાંચી ખુશી થવું શકુનીની ઉંધી સમજુત દુર્યોધનનું ફુલાવું અને લગ્નની તૈયારી કરવાની પેરવી ભિષ્મ પીતા દ્રોણ ગુરૂ સહ રૂષી મુનીના દર્શનના લાભાર્થે પંચાળ દેશ તરફ જવા નીકળી જવું દુર્યોધન લગ્નની તૈયારી માટે જવું.

**પ્રવેશ ૪ થો.**–સ્થળ ભાનુમતીનો મહેલ—ભાનુમતી પતીને મળવાની આતુર્તામાં, દુર્યોધનનું આવવું ભાનુમતીનું અસુર થયા બદલ પુછવું, દુર્યોધન કંકોતરી બતાવી અસુર થયાનું કારણ જણાવવું અને હર્ષ પ્રફુલીત થવું અતીહર્ષીત જોઇ ભાનુમતીનું હર્ષીત

થયા બદલ પુછવુ દુર્યોધનનુ દ્રુપદરાજા પોતાની પુત્રી મને આપવા બોલવે છે તેમ જણાવવુ ભાનુમતી ગર્વ નહી કરવા શીખામણ, દુર્યોધન દ્રૌપદી સરખા શોકયનુ સાલ લાવવાનુ કહેવુ, ભાનુમતી ગર્વ નહી ધરવા માટે શીખામણ આપવી દુર્યોધનનુ ગુસ્સે થઈ ચાલ્યા જવુ, ભાનુમતીનો પશ્ચાતાપ

**પ્રવેશ ૫ મો.**—સ્થળ પચાળ દેશમા કુભારનુ ઘર—ભક્ત-મડળ સાથે કુભાર, ભજન ગાવુ, ત્યા કાપડીવેશે પાડવોનુ આવવુ ઉતારા માટે વીનવણી કુભાર, ઉતારો આપવો, ભીમની ભુખની બુમ, દયાથી મુઠી ચણા લઇને ખાવા માટે કુભારનુ કહેવુ અને વખારની કુચી આપવી, ભીમ ચણાનુ સત્યાનાશ વાળવુ બાદ એક મુઠી ચણા ચાવતા આવી કુચી આપવી બાદ કુભારડી મારફત ચણા ભીમ ખાઈ ગયાની ખબર, કુભારની હાયપીટ, ધર્મ ભીમને ઠપકો આપે છે ભીમ માટીનો પર્વત લાવી ખડા કરે છે કુભારનો સતોષ ત્યા એક અનુચરનુ કૃષ્ણ અને દ્રૌપદ રાજાની આજ્ઞાથી અતીથીની ખોળ કરવા આવવુ શીધા માટે બદોબસ્ત ભીમ ચારસો મણ સીધાની ટકની માગણી અનુચરની આશ્ચર્યતા સતોના કહેવાથી ખાત્રી અને સીધા માટે બદોબસ્ત કરી ચાલ્યા જવુ

**પ્રવેશ ૬ ઠો.**—સ્થળ સ્વયવર મડપ—રાગગનાનો નાચ બાદ દુર્યોધન આવ્યો નથી છતા મહુર્ત સાચવવા દ્રૌપદરાજા કૃષ્ણને પુછે છે કૃષ્ણની રજા મચ્છવેધન કરવા સર્વ રાજાને સુચના પ્રથમ દત-વક્ર બીજો શીશુપાલ ત્રીજો જરાસગ અને ચોથે માલ્યનુ મચ્છવેધ કરવા ઉઠવુ અને મચ્છવેધ નહી થતા આસનને જઇ બેસવુ બાદ દુર્યોધનનુ આવવુ સર્વ રાજાઓને અભીમાનથી મહેણા દઈ દ્રૌપદને

ે પછી સાથે પોતાના લગ્ન કરવા કહેવુ દ્રૌપદનુ મછવેધન કર્યો ગી નાથ કન્યા નહી મળે તેમ કહેવુ, દુર્યોધનનુ મામા શકુનીની સલાહથી મછવેધન કરવા ઉઠવુ મછવેધન નહી થતા તેને કાષ્ટના આસને બેસાડી નારદમુની મહેણા મારે છે દુર્યોધનનુ મામાને ગમે તેમ કરી કન્યા પરણાવવા કહેવુ શકુનીની ધીરજ આપવી

**પ્રવેશ ૭ મો.—દ્રૌપદરાજાનો મહેલ—દ્રૌપદરાજા કોઈનાથી** મછવેધ નહી થયો તેથી વીષપાન કરવાની તૈયારીમા કૃષ્ણનુ આવવુ અને બ્યાશી કેડી દળ અને રત્નો બતાવવા અને સાથે લઈ સભામા જવુ

**પ્રવેશ ૮ મો.**—સ્વયંવર મંડપ—દ્રૌપદનુ આવવુ અને સર્વ રાજાઓને મહેણા દેતા કર્ણનુ મહેણા નહી દેવાનુ કહી મછવેધ કરવા ઉઠવુ કૃષ્ણને ચિંતા અને નારદમુની દ્વારા દ્રૌપદીને કહેવરાવવુ કે કર્ણ દાસીપુત્ર હોવાથી નહી પરણવાનુ કહેવરાવવુ નારદમુનીના કહેવાથી દ્રૌપદીનુ સખીદ્વારા કર્ણ દાસી પુત્ર હોવાથી નહી પરણવા સભામા કહેવરાવવુ. કર્ણના ગુસ્સા બાદ દ્રૌપદનુ

સભામા જવુ ઋષી મુનીઓને મછવેધન કરવા વીનવણી કરીનુ ના કહેવુ બાદ જાત છુપાવી એને પરણનાર ક્ષત્રીને બ્રહ્મહત્યાનુ પાપ દેવુ, કૃષ્ણની છુપી ઈસારતથી ધર્મરાજની અર્જુનજીને આજ્ઞા કૃષ્ણનુ ભીષ્મપીતા વીગેરે સતીયા પુરુષો પાસે જવુ અને પાન્ડુ પુત્રો માટે દીલગીરી જણાવી દીલગીર થવુ સતીઆઓનુ દીલગીર થવુ અને કૃષ્ણનુ પાન્ડવો હયાત હોવાનુ સુચન સતીઆઓએ જો પાન્ડુપુત્રો હયાત હોય તો પોતાનુ સુકરીત આપવા કબુલાત, ત્યાથી કૃષ્ણનુ સહદેવજી પાસે જવુ, અને તેમની પાસેથી પણ સતીઆઓ પાસેથી

વચન મેળવ્યુ તેમ બળદેવજી પાસેથી પણ વચન લેવુ અરજુન ઉભો થતા તેથી કુમારીનુ આશ્ચર્ય થવુ, અને સભામાંજ જોતા પાન્ડુ પુત્રોને ઓળખવા, ઋષીનો પશ્ચાતાપ ધર્મનુ ઋષીને આસ્વાસન, કુમારી અર્જુનને મચ્છવેધનનુ કામ થવા બદલ આશીશ આપવી પછી અર્જુન સર્વ ઋષીઓને નમન કરતા સ્થભ પાસે આવવુ કૃષ્ણનુ નારદને અપુજ્ય સ્થભનુ પુજન કરવા માટે દ્રુપદાને બોલાવા મોકલવા દ્રુપદી સાહેલીઓસહ અપુજ્ય સ્થભનુ પુજન, પછી દ્રુપદીના હાથમા થાળ આપી ભક્ત અરજુન પાસે સ્થભનુ પુજન કરાવી ભગવાનનુ પ્રસન્ન થવુ. પછી ધનુષ્ય બાણ માટે દ્રુપદને કહેવુ, દ્રુપદ ધનુષ બાણ અર્જુનને આપે છે, અરજુન ધનુષ્ય બાણ તોડીને ફેંકી દે છે અને કર્ણના ધનુષ્ય બાણની માગણી, કર્ણ નાક કાનની શરતે ધનુષ બાણ આપવા, અર્જુન મચ્છવેધન કરવા સ્થભે ચડવુ, અને ત્રાસ સુધી પહોચવુ કૃષ્ણ નારદને ઇંદ્ર પાસે મોકલી અર્જુનના કપડા બદલાવવા અને પ્રત્યેક પાસેથી લીધેલા સુકરીતના વચનો અર્જુનને આપી તથા સુર્યનુ એક કળાનુ તેજ આપી સુર્ય સમાન કાન્તીદાર બનાવવો અર્જુન પ્રભુ પ્રાર્થના મચ્છવધન કરવો કૌરવો અર્જુનને, બાણ મારવાની શરૂઆત ભીમનુ ઉઠી કન્યાને લઇ પોતાના ઊતારા તરફ ચાલ્યા જવુ

**પ્રવેશ ૯ મો.**—કુંભારને ત્યા પાન્ડવોનો ઉતારો—ભીમનુ આવી કુંતાજીને કમાડ ઉઘાડવા કહેવુ અને નવીન વસ્તુ લાવ્યાનું જણાવવુ કુંતાનુ પાચેને વહેચી લેવાનુ કહી કમાડ ઉઘાડવા કન્યાને જોઇ કુંતાજીનો પશ્ચાતાપ ભીમનુ માતાને બોલેલો બોલ પાળવા કહી અર્જુનની કુમકે જવુ દ્રૌપદીનુ કુંતાજીને તમો કોણ છો તેમ પુછવું

કુંતાજી પાન્ડુ પુત્રોની ઓળખાણ આપવી, અને પોતાની વીતી જણાવવી, દ્રૌપદીનુ શાન્ત થવુ

**પ્રવેશ ૧૦ મો.**—સ્થળ સ્વયંવર મંડપ—કૌરવોનો અર્જુન પર બાણનો મારો ભીમનુ આવવુ સ્થંભ ઉપાડી કૌરવો પાછળ નાસવુ કૌરવોની નાશ ભાગ દ્રૌપદનુ પોતાની કન્યા માટે પુછવુ ધર્મરાજા કન્યાને સુપ્રત કરવા મવેને સાથે લઇ પોતાના ઉતારા તરફ જવુ

**પ્રવેશ ૧૧ મો.**—સ્થળ પાન્ડવોનો ઉતારો—ભીમનુ આગળથી આવી કુંભારને કન્યાના હરણ કર્યા બદલ ભડકાવવો કુંભારની દીલગીરી ધર્મરાજાનુ આવવુ અને કુંભારને આસ્વાસન અને પાન્ડુ પુત્રોની ઓળખ આપવી પાંચેનુ માતા કુંતાજીને પગે લાગવુ માતાની આશીશ કુંતાજીનો શોક ધર્મને શોકનુ કારણ જણાવવુ અર્જુન પાંચેને પરણાવે તોજ કન્યા પરણવી નહીતર નહી પરણવાના સોગન ખાવા, દ્રુપદજીનુ દ્રૌપદી માટે પુછવુ, ધર્મરાજા દ્રૌપદીને બતાવે છે દ્રૌપદ લગ્નની તૈયારી માટે અર્જુનજીને કહેવુ, અર્જુનની પાંચે સાથ પરણાવવા માગણી દ્રૌપદની દીલગીરી કૃષ્ણની સમજાવટથી પાંચેને પરણાવવા કરી પોતાને મહેલે જવુ પાન્ડવો લગ્નની તૈયારી

**પ્રવેશ ૧૨ મો.**—સ્થળ લગ્ન મંડપ—દ્રૌપદકૃષ્ણ પ્રત્યે વીનતી અને પોતાના મનનુ સમાધાન કર્યા બદલ ઉપકારની લાગણી, પાન્ડવોનુ આવવુ દ્રૌપદનુ નમન કરવુ, અને મચ્છવેધન કર્યા બદલ ઉપકાર માનવો, નીરાભીમાની પાન્ડવો, પોતે નહી પણ પ્રભુ કૃપાથી કાર્ય બન્યુ છે તેમ જણાવવુ દ્રુપદરાજાની નીરાભીમાન માટે ખુશાલી અને પાંચે સાથે દ્રૌપદીને પરણાવવી મંગળ ગાન

---

# અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો.**—સ્થળ મય દાનવ સભા—દ્રૌપદી અને સખીઓ સખીઓ સભાની શોભાનુ વર્ણુન કરે છે, કૃષ્ણ પ્રભુનુ પધારવુ, શેલડી છોલતા ચપ્પુ વાગવાથી દ્રૌપદી ચીર ફાડી પાટા બાધે છે કૃષ્ણપ્રભુ સતીની પ્રેમળ ભક્તિને ધન્યવાદ, રૂક્ષમણી આદી કૃષ્ણપ્રભુના ગુણનો રાસ બાદ ધર્મરાજા આદી ક્યેરી મડળની પધરામણી, સ્ત્રી મડળનુ ઝરૂખામા જવુ ધર્મરાજા પ્રથમ પુજન કોનુ કરવુ તે વીશે સભાની રજા માગવી, એક અવાજે ક્રષ્ણ પ્રભુની પુજા કરવા સકળ સભાનું કહેવુ શીશુપાળ મત નહી આપતા કૃષ્ણ પ્રભુને ગાળો દેવી કૃષ્ણ પ્રભુના હાથે શીશુપાળનો વધ ધર્મનો અરેકાર, કૃષ્ણનુ ધર્મરાયને શાન્તવન કરવુ બાદ કૃષ્ણનુ—પ્રથમ પુજન, ત્યા દુર્યોધન તથા શકુનીનુ આવવુ, જળની ચોકડી જોઇ કપડા ઉચા લેવા, અને જમીનની ચોકડી જોઇ કપડા મુકી દેવા કપડા ભીજાવાથી તેમનુ આશ્ચર્ય, દ્વાર જોઇ સભામા દાખલ થવા જવુ, પરતુ દ્વાર નહી હોવાથી માથુ કુટાવુ, દ્રૌપદી સત્યભામા વીગેરેને આ ગમ્મત બતાવી અધની તે અધજ એમ કહેવુ, સતીનુ આ વચન સાભળી દુર્યોધનનું રીસાઇને ચાલ્યા જવુ, ધર્મનો સતીને ઠપકો, ભીમસેનની પુરવણી અને સતીની કુમક કરવી બાદ સર્વ રાજાઓને યોગ્ય પહેરામણી અને વીદાયગીરી કૃષ્ણનુ દ્યુત નહી રમવા માટે ધર્મરાજાને શીક્ષણ આપી વીદાય થવુ

**પ્રવેશ ૨ જો.**—હસ્તાનાપુરમા દુર્યોધનનું વીચારભુવન—દુર્યોધન પોતાની ઇર્ષાં બુદ્ધીથી પાંન્ડવોને કેવી રીતે ખરાબ કરવા તેના વીચારમાં; શકુનીને બોલાવી દીધ્યાગ કરવો, શકુનીનું પાન્ડવોને દ્યુત

રમાડી પાયમાલ કરવા કહેવુ અને ધનુર્યાગના ખોટા બહાને નીમંત્રણ કરી તેડાવાની યુક્તી

**પ્રવેશ ૩ જો.**-ઈંદ્રપ્રસ્થમા પાન્ડવોનો મહેલ—કુતાજીનુ જમવા માટે ઉઠવા ધર્મને કહેવુ, ભીમ નહાવા ગયા છે તે આવેથી જમવાનુ કહેવુ ત્યા હસ્તીનાપુરથી ધનુર્યાગના ખોટા નીમીતે બોલાવવા માટે નીમંત્રણનો પત્ર એક સેવક દ્વારા આવવા સર્વનુ ખુશી થવુ અને જવા માટે તૈયારી કરવાની મરજી ભીમનુ આવવુ, હર્ષનુ કારણ જાણી ભીમની ત્યા નહી જવાની સલાહ ધર્મ સુરત મતીઆ વ્યગ્રાય અને કુતાજીની ત્યા જવાની હઠ, ભીમ નીરૂપાય સર્વનુ હસ્તીનાપુર તરફ જવુ

**પ્રવેશ ૪ થો**-હસ્તીનાપુરના રસ્તાનુ જંગલ—પાન્ડવોનુ હસ્તીનાપુર તરફ જવુ, રસ્તામા માનસુચન થયાથી ભીમનુ પાછા જવા કહેવુ સર્વની એક મતે પાછા નહી વળવાની હઠ, ભીમ નીરૂપાય, ભાવીના ભરોસા ઉપર રહી સર્વ સાથે જવુ

**પ્રવેશ ૫ મો**-સ્થળ હસ્તીનાપુરમા કૌરવની કચેરી—પાન્ડવોનુ આવવુ અને ધનુર્યાગ સબંધી પુછવાથી ઋષીમુનીઓ આવ્યા એટલી જ વાર છે એમ દુર્યોધન તથા શકુનીનુ જણાવવુ અને નકામા વખત ગમાવવા અને આનંદ મેળવવા બાજી રમવા માટે દુર્યોધનની ધર્મને સુચના ધર્માનુ બાજી અનર્થનુ મુળ છે તેમ જણાવવુ કપટી દુર્યોધન તથા શકુનીનો આગ્રહ છત્રપતીને નહી દુભવવા ધર્મનુ બાજી રમવા બેસવુ શકુનીના નેત્રાધીન પાસાથી પ્રથમ બે દાવ ધર્મને જીતાડવા બાદ શરતથી રમવા આગ્રહ, ધર્મની કબુલાત અને પાચ જ દાવ રમવા કહેવુ દુર્યોધનની હા પ્રથમ દાવે રાજપાટ અને દ્રવ્યની હારજીત ધર્મનુ હારી જવુ બીજા દાવે ભીમ અને અરજુનને મુકવા તે

પણ હારી જતા, ત્રીજે નીકુળ અને સહદેવને મુકી બાજી રમતી તે દાવ પણ હારી જવા ચોથે પોતાની કાયા શરતમા મુકવી, તે પણ હારી જતા ધર્મનો પસ્તાવો પાચ દાવ રમાના તેમા ચાર પુરા થયા હવે એક દાવ બાકી છે તેમા શરતમા મુકવા પોતાની પાસે કાઇ નહી હોવાથી ધર્મ વિચારમા પાચમા દાવમા દ્રૌપદીને મુકવા દુર્યોધનનુ કહેલુ વચને બધાએલ હોવાથી તે શરત કબુલ કરી પાચમો દાવ રમતા હારી જવાથી પાચે પાન્ડુ પુત્રોની અકબાસી, પાપીનુ રાજી થવુ, અને પાન્ડવોને મહેણા મારી દ્રૌપદીને સભામા પકડી લાવવા દુશાશનને મોકલવો વીદુરનુ તેમ નહી કરવા દુર્યોધનને કહેવુ, દુર્યોધનનો તુરછકાર અને દુશાશનને સત્વર સતીને પકડી લાવવા મોકલવો.

**પ્રવેશ ૬ ઠો** સ્થળ પાન્ડવોનો ઉતારો—દ્રૌપદી રજસ્વળા હોવાથી નીદ્રામા, સખીઓનુ આવવુ અને ગાનગાઇ ગમ્મત કરવી, દ્રૌપદીનુ ચમકીને નીદ્રા મુક્ત થવુ, સખીઓ ચમકવાનુ કારણ પુછવુ દ્રુપદી ખરાબ સ્વપ્નુ આવ્યુ કહી ગમગીન થવુ સખીઓનુ સ્વપ્નનું બ્યાન પુછવુ દ્રૌપદી સ્વપ્નનુ બ્યાન જણાવવુ સખીઓનુ આશ્વાસન, ત્યા એક દાસી દ્વારા પાન્ડવો જુગારમા દ્રૌપદી નાગી હારી ગયાની ખબર, સતી મુર્છાવશ સખીઓનુ શીયળ સાચવવા સુચન, સતીનુ મુર્છા મુક્ત થવુ, ત્યા દુશાશનનુ આવવુ અને સતીને દુર્યોધનને ઉછંગે બેસવા સભામા આવવા કહેવુ દ્રૌપદી મશ્કરી સમજી તેમ નહી બોલવા કહી કામનો ડર બતાવવો દુશાશન ધુતનો ખુલાસો, સતીને ચોટલેથી પકડવા જવુ, સતી પોતે રજસ્વળા હોવાથી દુર રહેવા કહેવુ પાપીનુ તે નહી માનતા ચોટલેથી પકડી ઘસડી જવી, સતીનો શ્રાપ આપવો.

**પ્રવેશ ૭ મો** સ્થળ દ્વારીકામા કૃષ્ણજીનો મહેલ—રૂક્ષમણી અને કૃષ્ણનુ આવવુ કૃષ્ણ રૂક્ષમણીપર પ્રેમ બતાવવો, રૂક્ષમણી હાસ્ય

વિનોદ, ત્યા પ્રભુનુ ચમકવુ રૂક્ષમણીનુ ચમકવાનુ કારણ પુછવુ દ્રૌપદી ઉપર દુષ્ટ કૌરવો જુલમ ગુજારે છે તેમ જણાવવુ રૂક્ષમણીનુ દ્રૌપદી માથે પાચપતી છતા કોની તાકાત છે કે દ્રૌપદીસામે આગળી પણ કરી શકે તેમ કહેવુ કૃષ્ણનુ દુર્યોધને પાન્ડવોને કપટથી જુગાર રમાડી દ્રૌપદીનાર જુગારમા જીતી ગયાનુ કહેવુ, રૂક્ષમણીનુ સતીને એકદમ બચાવી લેવા માટે ભગવાનને કહેવુ, ભગવાનનુ સતીને બચાવા તથા નવમો નવાણુ ચીર પુરવા નીકળી પડવુ, રૂક્ષમણીનો સતીને વતાવનારને શ્રાપ

**પ્રવેશ ૮ મો**—કૌરવ સભા—દુર્યોધન દુશાશન દ્રૌપદીને લાવે કેમ આવ્યો નહી તેના વીચારમા દુશાશનનુ આવવુ, અને સતીને લાવ્યાનુ કહેવુ, દુર્યોધન સતીને સભામા લાવવા કહેવુ, દુશાશન સતીને સભામા લાવીને ઉભી રાખવી દુર્યોધનના સતીને નગ્ન કરી પછી પોતાના ઉછગે બેસાડવા કહેવુ, સતીનો ધૃતરાષ્ટ્ર અને ભીષ્મ પાસ ન્યાય માગવો, સતીઆની લાચારી, ધર્મ અર્જુન, ભીમસેન, વિગેરેનુ શર્ણુ માગવુ, એ સર્વેની લાચારી છેવટ પ્રભુ શીવાય અન્ય શરણ નથી તેમ સમજી પોતાના કેશમા દુશાશનના હૃદયનુ રૂધીર સી ચાતા સુધી પોતાના કેશમા તેલ સીચી કેશ નહી બાધવાની અને પતીને નહી ભેટવાની પ્રતજ્ઞા ભીમનુ કબુલ થવુ ભીષ્મનો પાપી દુર્યોધનને બોધ દુર્યોધન નહી માનતા સતીને નગ્ન કરવા માટે દુશાશનને હુકમ, અને પછી ઉછગે બેસાડવા કહેવુ સતીનો શ્રાપ, અને ભગવતનો ભરૂસા ધારી ઈશ્વર સ્મરણ ઈશ્વરનુ સહાય ભુત થવુ અને નવમા નવાણું ચીર પુરવા, પછી સતી અક્ષેપ દુર્યોધનનુ અજાયબ થવુ અને જાદુગરણી જાણવી, તે જાદુગરણી છે તેમ સતીઆનો બોધ, અને પાન્ડવને પાછી સુપ્રત કરી પાન્ડવોને દેશપાર કરવાની આજ્ઞા આપવી

અને કપડા બદલાવી ભગવા કપડા પહેરી તૈયાર થવા કહેવું, ત્યા કુંતાજીનુ આવવુ અને પાડવા વનમા જવાના છે તે સાભળી રડા-પીટ, ધર્મનો માતાને બોધ, અને તેમને વીદુરકાકાને મોપ્રત કરી વનવાસ જવા નીકળી પડવાની તૈયારી, નતીનુ આવવું, અને પોતાનું ચીર ફાડી રૂધીરના હાથા સભામા દેવા અને શ્રાપ આપવો ભીષ્મનો દુર્યોધનને બોધ, દુર્યોધન નહી માનતો હોવાથી ધર્મનુ તેને નહી કહેવા કહી વનમા પાચ પાડવ અને દ્રોપદી એ એનુ વીદાય થવુ

# અંક ૩ જો

**પ્રવેશ ૧ લો.** અગસ્ત ઋષીનો આશ્રમ--ધર્મરાજા બધુઓને શોક નહી કરવા શીખામણ અગસ્ત રૂષીનુ આવવુ, એઓનુ રૂષીજીને નમન રૂષીનો આશીર્વાદ અને કોણ છો તેમ પુછવુ, પાન્ડવો પોતાની ઓળખાણ આપવી, પાન્ડુ પુત્રોને ઓળખતા તેમની આવી સ્થીતી થવાનુ કારણ પુછવુ, ભીમનુ કારણ જણાવવુ, રૂષીનુ દીલગીર થવું અને સતીને સતાપનારને શ્રાપ આપવો ધર્મનુ તે બુરૂ કર્યુ એમ જણાવવુ, રૂષીનો ધન્યાદ અને તેમને થોડા દીવસ રોકાઇને પછી જવા કહેવુ, રૂષીના અત્યાગ્રહે પાન્ડવોનુ દ્રૌપદી સહ ત્યા રોકાણુ.

**પ્રવેશ ૨ જો.** દુર્યોધનની શકુની સાથે પાન્ડવોને સતાવાની અને દ્રોપદીને હરી લાવવાની મસલત કામીક દૈત્યને બોલાવી બે આના રાજ્યનો ભાગ આપવાની લાલચ આપી કામીકને પાન્ડવોને મારી દ્રોપદીનુ હર્ણ કરી લાવવા મોકલવો, ત્યા દુર્વાસા મુનીનું આ-વવું અને પાન્ડવોના કુશળ સમાચાર પુછવા; દુર્યોધનનું પાન્ડવો રાજ-પાટ હારી વનમાં ગયા છે તેમ જણાવવુ; દુર્વાસા સમાધીદ્વારા પાં

પાન્ડવોને દુખી કરનાર દુર્યોધન છે તેમ જાણી દુર્યોધન ઉપર ક્રોધ દુર્યોધનનુ જમવા માટે કહેવુ, ઋષીનુ પાપીનુ અન્ન નહી લેવાનો નીશ્ચય દુર્યોધનનુ કામીક વનમા જાઓ ત્યા પાન્ડવો તમને સાંજ વખતે જમાડશે તેમ કહી કામીક વન તરફ ને ફેલવા દુર્વાસાનુ પાન્ડવોને મળવા માટ કામીક વન તરફ જવુ દુર્યોધન અને શ-કુની પાન્ડવો મને તરફથી દુખી થશે ને પોતાનુ ધાર્યુ સ્નેહ થવા તેની ખુશાલી

**પ્રવેશ ૩ જો.** કામીક વનમા પાન્ડવોનો આશ્રમ--દુર્વાસ મુનીનુ આવવુ અને અન્ન માટે યાચના અક્ષયપાત્ર ધોઇને ઉ-પાડ્યુ હોવાથી સર્વની ચીંતા ધર્મનુ દર્શન ગાન કરી આસન કહેવુ, પાન્ડવોની બળી મરવાની તૈયારી ચીંતા કરી તૈયાર કરતા કૃષ્ણનુ આવવુ અન્ન માટે યાચના, અક્ષયપાત્ર લઇ તેમાથી ભા-જીનો એકતાર કાઢી મોમા મુકી સરવે ... જવા માટે અને મ-મુકવા દુર્વાસાનુ શીષ્યો સહ ધનાઇ જવુ, અને પાન્ડવોને ત્યા જમ-વુ ખાવુ તેનો વિચાર, કૃષ્ણનુ ભીમને ઋષીને જમવા તેડવા મોક-લવુ, ઋષીનુ આવવુ અને સમાધી ધરી તેના દુર્યોધનનુ કપટ જા-ણવુ, પાન્ડવોને આશીશ દુષ્ટને શ્રાપ આપવા અને જવુ ત્યા કામીક દૈત્યનુ આવવુ તેને પ્રભુએ ઠેર મારવો અને પાન્ડવોને અ-ડસઠ તીર્થ યાત્રા કરવાનુ કહી પોતે જવુ પાન્ડવોનુ અડસઠ તીર્થની યાત્રા કરવા નીકળી પડવુ

**પ્રવેશ ૩ જો.** દુર્યોધનનુ દીવાન ભુવન--દુર્યોધન અને શકુની પાન્ડવોને સતાવી દ્રોપદીનુ હરણ કરવાના મસલત, જેદ્રથને રાજ્યના ભાગની લાલચ આપી તૈયાર કરી મોકલવો, અને દુર્યોધન તથા શકુનીનુ તેની પાછળ તેની મદદમા છુપી રીતે નીકળવુ

**પ્રવેશ ૭ મો.** પાન્ડવોનો આશ્રમ-- ધર્મ ભીમ નીકુળ સહેદેવ ફળ લેવા ગયા છે, સતી પોતાના આશ્રમમા દુશાશનનુ જોગીરૂપે આવવુ અને સતીનુ હર્ણ, ચારેનુ આવવુ, અને સતીને નહી જોતા દીલગીર થવુ, આકાશવાણી અને આશ્વાસન, તુર્ત મળશે તેમ જણાવવુ, સર્વેનુ ઇશ્વર સ્તવનમા ગુથાવુ

**પ્રવેશ ૮ મો.** કૃષ્ણ મદીર-- નારદનુ આવવુ અને પાન્ડવા દુખી હોવા છતા કૃષ્ણ આનદમા મહાલે છે, માટ તેમની ગમ્મત કરવાનો વીચાર પારી જાતાકના ફુલથી કૃષ્ણના મદીરમા ટ ટો ચાલવો, કૃષ્ણનુ નારદને બતાવવુ, નારદનુ સતીની કુમકે જવા કહેવુ, કૃષ્ણનુ સતીની કુમક દુર્યોધનના કેદખાના તરફ જવુ

**પ્રવેશ ૯ મો.** દુર્યોધનનુ કેદખાનુ સતી પ્રભુ પ્રાર્થના, દુર્યોધનનુ આવવુ, સતીને સતાવવી સતીનો દુષ્ટને બોધ દુષ્ટની તાબે નહી થાય તો પ્રાણ લેવાની ધમકી, સતીનુ અડગપણુ છેવટે દુષ્ટ મારવાની તૈયારીમા, પ્રભુનુ આવી સતીને લઇ અદ્રશ્ય ચાલ્યા જવુ પાપીને ફટકો

**પ્રવેશ ૧૦ મો.** મળ પાડવોનો આશ્રમ--પાન્ડવા હરી ભજન દ્રૌપદીનુ કૃષ્ણ પ્રભુ સહ આવી પહોચવુ, ત્યા અરજુનજી વ્યઢળરૂપે સ્વર્ગમાથી આવવુ, બાર વરસ પુરા થયા સબંધી સહદેવને પુછવુ, સહેદેવ આવતી કાલે પુર્ણ થયાનુ જણાવવુ કૃષ્ણનુ તેમને, વૈરાટમા ગુપ્ત રહેવા સલાહ આપી અતરધ્યાન થવુ

**પ્રવેશ ૧૧ મો.** સ્થળ વૈરાટ નગ્રની ભાગોળ-- પાન્ડવો વેશ બદલી વૈરાટ નગ્રમા જવાની તૈયારી શા નામ ધરવા અને શા કામ કરવા તેની મસલત દ્રૌપદી માટે દુખી થવુ દ્રૌપદી પોતાને માટે

ચિતા નહી ધરવાનુ કહી પોતે સુલક્ષણા વૈરાટની રાજરાણીની દાસી બનવા કહીને મનને ચિંતા મુક્ત કરવા, અને એક એકે વૈરાટ નગ્રમા જવાની તૈયારી

**પ્રવેશ ૧૨ મો.** વૈરાટની કચેરી—રાગરંગનો નાચ, બાદ ધર્મરાયનુ આવવુ અને કીકઉરીનુ નામ ધારણ કરી રહેવુ બાદ અર્જુન નરના વશે નીનાગમા ગોઠવણ, સહદેવ તતુ ગોવાળ નામ ધારણ કરી ગાયો ચરાવામા રહેવુ, નીકુળ ચાબુક અસવાર નામ ધારણ કરી ઘોડારમા રહેવુ, બાદ સૈરંધ્રીનુ આવવુ, અને સુદેશણાને શણગાર સજવા દાસી તરીકે રહેવુ, બાદ ભીમસેનનુ આવવુ, અને રસોઇના કામપર નાન્વાલેશ નામ ધારણ કરી રહેવુ, છેવટે સત્યનો જય ભગવાન

---

# મુખ્ય પાત્રો.

---

## પુરૂષ વર્ગ

**કૃષ્ણ**—દ્વારકાવિશ પુર્ણ પુરૂષોતમ ભગવાન

**ધર્મ**
**ભીમ**
**અરજુન**
**સહદેવ**
**નીકુળ** } —પાન્ડુ રાજાના પુત્ર પાન્ડવ કૌરવોના પીત્રાઈ

**દુર્યોધન**—હસ્તનાપુરનો રાજા ધૃતરાષ્ટ્રનો પુત્ર પાન્ડવોનો પીતરાઇ

**દુશાશન**—તેનો સાથી

**શકુની**—દુર્યોધનનો મામો, કંદહાર દેશનો રાજા

**ભીષ્મ**—નૈષ્ટીક બ્રહ્મચારી શાંતનુ રાજાના પુત્ર

**ધ્રતરાષ્ટ્ર**—દુર્યોધનનો અંધ પીતા

**વિદુર**—રાજા ધ્રતરાષ્ટ્રનો ઓરમાનભાઈ શ્રીકૃષ્ણનો પરમ ભક્ત

**બળીભદ્ર**—શ્રી કૃષ્ણના મોટા ભાઈ

**દ્રુપદરાજા**—પંચાળ દેશના રાજા દ્રૌપદીના પીતા

**દ્રોણ**—કૌરવોના વિદ્યાગુરૂ

**દુર્વાસા** } —રૂષીમુની

## સ્ત્રી વર્ગ

**કુંતાજી**—પાન્ડુરાજાની સ્ત્રી

**દ્રૌપદી**—પાન્ડવોની સ્ત્રી દ્રૌપદરાજાની પુત્રી.

**રૂક્ષમણી**
**સત્યભામા** } —શ્રી કૃષ્ણ ભગવાનની મુખ્ય રાણીઓ

**સુભદ્રા**—અર્જુનની રાણી શ્રીકૃષ્ણની બેહેન

**ભાનુમતી**—દુર્યોધનની રાણી

દાસ, દાસીઓ, દરબારીઓ, સીપાઈઓ વિગેરે, વિગેરે

## સ્થળ.

ઇંદ્રપ્રસ્થ, હસ્તિનાપુર, દ્વારિકા, વૈરાટ, પંચાળદેશ, કામ્યક વન આદિ વન

परमात्मने नमः



# સતીદ્રૌપદી.

## ગદ્યપદ્યાત્મક નૉવેલ.

અંક પહેલો



મંગળાચરણ

સુત્રધાર— ઈશ્વર સ્તુતિ.

નમુ વિભુવનઘ જય વિશ્વનાથ,
અજર અમર ત્રણ વિખ્યાત
જળ સ્થળ સઘળે વ્યાપ તાન   નમુ૦
દ્વાપરના અંતસમય લીલા કીધી બાળનંદ
પાન્ડવપાળ કૌરવ કાળ કૃષ્ણજી છો સુખકંદ
સત્ય પ્રભુ માગુ સહાય
ભજવુ સતી ચારિત્ર, જેથી થાય જગ હીત,
ભારત ભામની બુદ્ધિ પ્રેર

દુર્ગુણ વામે ઘેરે વેગ
જોડા વડે જોડી હાથ--                નમુ-

**નટી**--પ્રાણનાથ ! આ રંગભુમી ઉપર કીયો પ્રયોગ ભજવી બતાવવાની ઇચ્છા ધારાવો છો ? !

**સુત્રધાર**-પ્રિયે આજના કળીના જમાને ચહને, કામ, મદ, મોહ અને માયા એ પ્રાણી માત્રના કટ્ટા શત્રુ હોવા છતા પ્રાણી માત્રને પ્રિય થઇ પડેલા હોવાથી પ્રાણીને ગૈ ગૈ નર્કના અધિકારી બનાવે છે. તે શત્રુને દુર કરવા પ્રાણી માત્રની આખ ખુલે, એવા દાખલારૂપ ચિતાર ભજવાય તો સા એમા તમારો શુ મત છે

**નટી**—પ્રાણનાથ આપનુ કહેવુ બરોબર છે એવા દાખલારૂપ સતી દ્રૌપદીનો ચીતાર આબેહુબ છે તેથી દરેક સ્ત્રી-પુરૂષને ઘણુ જ્ઞાન પ્રાપ્ત થવા સભવ છે સતીનુ સતિત્વ, પાન્ડવોની નીતિ, સખફ્ફ ભ્રમા નામાન્યના ભક્તને ઈશ્વર કેવી રીતે સહાય કરે છે વિગેરે ચિતાર જરૂર બોધદાયક છે

**સુત્રધાર**-પ્રિયે તમારૂ કહેવુ બરાબર છે. આજ એજ ચિતાર ભજવવાનો નિશ્ચય કરેલોજ હતો, પરન્તુ તમારૂ મન જાણવા માટેજ તમારી સમતી માગી, પરન્તુ સ્ત્રીપુરૂષનુ અગ ઉડવાથી કદી મત ફેર નજ પડે

**નટી**--પ્રાણનાથ આપનુ કહેવુ સત્ય છે પરતુ તે પુરૂષો અને સ્ત્રીઓ સત્ય નીતિ અને શુભ આચરણી હોય, તોજ એક મત થાય, તે શીવાય એક મત બનવુ તે કદાપી કાળે બનેજ નહી

(નેપથ્ય)

જોને જોને આ બહેન શોભા બગીચાની શું બની

ખીલી રહ્યાં છ બહેન, કળીઓ અજબ આ ગુલાબની

(આશ્ચર્ય થઇ) પ્રાણનાથ, આ શું સબબ છે?

**સુત્રધાર**–પંચાળ દેશમાં રાજ્ય બાગમાં દ્રૌપદી સખીઓ સહ આવેલી છે, અને સખીઓ બાગની શોભાનું વર્ણન કરે છે તેમનો આ સ્વર છે

**નટી**--ત્યારે આપ પુરતી તૈયારી કરી રાખેલી દેખાય છે, ને!

**સુત્રધાર**–હા પ્રિયે તૈયારી કરીને જ સમારંભ સમય ઈશ્વર સ્તવન કરવા અને રચનાઓને ભજવતો ચિતાર શરૂ થાય છે તેમ સુત્રધાર આવ્યો છું હવે તમો પણ દ્રૌપદીના દાસ એવા શ્રી કૃષ્ણચંદ્રનું સ્તવન કરી ભજવાતા પ્રયોગમાં ભાગ લેવા સત્વર પધારો

**નટી**--જેવી પ્રાણ પ્રભુની આજ્ઞા

**ગાયન ૧.**

(ધર્મ ધુરિધર) એ ાહ

અલખ નીરંજન ભવભય ભંજન શ્રી યદુનંદન, કૃષ્ણ કૃપાળ,
કંસનિકંદન જગદા નંદન, ધર્મ ધુરિધર, દિન દયાળ
ભક્તજનોના સત્ય સહાયક, સતી સુખદાયક,
જળ સ્થળ વ્યાપક જો જગનાયક દુ:ખ વિદાયક--અલખ૦
ભક્ત વત્સલ ભગવંત કૃષ્ણજી દ્રૌપદી કેરા દાસ જોને
કૌરવ કુળ સંહાર કૃપાળુ ભક્તની પુરી આશ જોને,
તારણ કષ્ટ નિવારણ સ્વામી, પારથ અરજુન નટવરલાલ–અ૦

---

## પ્રવેશ ૧ લો.

---

સ્થળ--પંચાળ નગરમાં દ્રુપદ રાજનો બગીચો
પાત્ર--દ્રૌપદી સાહેલીઓ
**દ્રૌપદી-સાહેલીઓ.** ગાયન ૨.

( વાહરે વાહરે આ બ્હેન )

**સા**--જોરે જોને આ બ્હેન, શોભા બગીચાની શું બની!
ખીલી હામ છે બ્હેન! કળીઓ અજબ આ ગુલાબની
વાસ મહેક શું બ્હેન! શીતળ સુખકર પવનની-જોરે
**દ્રૌપદી**-લીલો છે આ ગાલીચો બીછાવ્યો, ભુઉપર આન સુદિન માન
રંગ બેરંગી ફુલોવાળા, ઝાડ નીમ કના સુખકાર
અકળીત લીલા લક્ષ્મીવરની, પહોંચે શું મતી ત્યાં પામરની,
નાના અજબ પ્રકાર જોરે
**સાહેલીઓ**— જોરે
**દ્રૌપદિ**— **સાખી.**

અજબ ખુબી કીરતારની, ભક્તિવશ ભગવાન
ભક્તિ કરતા તેહની, મળે બન અવસાન
**સાહેલીઓ**— જોરે

---

**સખી**—બ્હેન દ્રૌપદી! તું પુર્ણ ભાગ્યશાળી તો ખરી!
**દ્રૌપદી**—શીબાબતમાં?
**સખી**—આપના પીતાશ્રીએ આજ બેલ મચ્છવધનનું કામ કોઇ

વીરપુરૂષવિના બનનાર નથી, તેથી વીરપુરૂષના પત્ની થશો કેમ ! ખચીત નહીં !

**દ્રૌપદી**—બ્હેનો ! એનો વીધિએ નિર્માણ કર્યું હશે, તેજ બનશે વિધિ બળવાન છે, જુવો સાંભળો ?

**ગાયન ૩.**

**દ્રૌપદી**— **વસત તીલકા**

લખ્યુ જે લેલાટે, મીથ્યા કદિએ નહિ બને,
દુમાર વિધિ અંકે, બાળ વય પહોંચ્યા વને,
પ્રલ્હાદ ભક્ત પ્રભુ સાચા, સાચી ભક્તિ ગયા વરી,
એ સૌ અંક વિધિના, સ્થંભે પ્રગટયા શ્રીહરી

---

માટે બ્હેન વિધિએ નીર્મ્યુંજ બને છે, અને બનશે

**સખી**—બ્હેન ! એ કહેવુ તમારૂ સત્ય છે, પરંતુ આત્મા બળવાન છે વિધિ ઉપર તમારી આત્મા પરીપુર્ણ છે, તો વિધિ તમારૂ બુરૂ નહીજ કરે, એ નિસંદેહ છે

**દ્રૌપદી**—સખીઓ આપણને અત્રે આવે વાર ઘણી થઈ માટે ચાલો, એકાદો રાસ ગાઇને પછી જઇએ

**સખીઓ**—કીયા રાસ ગાઇશું ?

**દ્રૌપદી**—સ્ત્રીઓને શામળ અને શામળનુ રૂપ્રણ કર્તા શ્રીભગવાનનુજ મનન કરવુ અતી હીતકર છે, માટે તેવોજ રાસ ગાઇએ

**સખીઓ**—આપનુ કહેવુ યથાર્થ છે, માટે ચાલો તેવોજ રાસ ગાઇએ

**દ્રૌપદી**—જાણુ માટે બોલાવે છે ચાલ્ય આવીએ છીએ (સખીઓને ) મ્હેંનો ચાલો માળીએ તેડવા મોકલ્યુ છે.

**સખીઓ**—ચાલો બા (સર્વે જાય છે)

---

## પ્રવેશ ૨ જો

---

**સ્થળ**—દ્રુમ મુનીનો મઠ

**પાત્રો**—દ્રોપદી સહ પાન્ડુ પુત્રો દ્રુમાળ, દ્રુમઋષી, વિદ્યાર્થીઓ, અનુચર વિગેરે

**વિદ્યાર્થીઓ**—

### ગાયન ૫

### ઇશ્વર સ્તવનનો પાઠ

### ( ગોવિંદ ગુણ ગાઓ ) એ રાગ.

**એક**-સૌ મીત્રો ગુણ ગાઓરે-કૃષ્ણમોરાર
**સર્વે**-સુખકર દુખહર શ્રી વીઠલવર
**એક**-નામની ધુન લગાવોરે (૨) બાઇ કૃષ્ણમોરાર
**સર્વે**-માયા કાયા મીથ્યા માની, કૃષ્ણ કૃષ્ણ ચિત્ત લાવોરે,
**એક**-બાઇ કૃષ્ણ કૃષ્ણ ચિત્ત લાવોરે-કૃષ્ણમોરાર
**સર્વે**-કષ્ટ નિવારણ ભવો દધિ તારણ,
**એક**-જમેથી શીવપદ પાઓરે (૨) બાઇ-કૃષ્ણમોરાર
**સર્વે**-સૌ મીત્રો ગુણ ગાઓરે (૨) સૌ - - કૃષ્ણમોરાર.

**( પાંડુ પુત્રો કાપડી વેશે આવે છે. )**

**ધર્મરાજા**-મહારાજ ! પુજન કરવાની આજ્ઞા ?

**કુમરૂષી**—સુખેથી કરો.

પાચે પાન્ડવો રૂષીની પુજા કરી પુષ્પમાળા પહેરાવી ચંદ- દન લઈ આરતી કરે છે, કુમરૂષી કહે તમારો જય થાઓ (આશીર્વાદ આપે છે) ( અનુચર કંકોત્રી લઈ આવે છે )

**અનુચર**-રૂષીજી નમન કરૂં છું

**કુમરૂષી**-કલ્યાણ મસ્તુ કહો ક્યાથી આવો છો ?

**અનુચર**-મહારાજ ! પંચાળ દેશમા દ્રૌપદરાજાને ત્યાં તેમની પુત્રી દ્રૌપદીનો સ્વયંવર છે, અને તે પ્રસંગે સર્વ રાજ્યમંડળ અને રૂષીમંડળને આમંત્રણ કરેલા છે, તેના આમંત્રણની કંકોતરી આપને પહોચાડવા દ્રૌપદરાજાએ મને મોકલ્યો છે

( કંકોતરી આપે છે )

**કુમરૂષી કંકોતરી વાંચે છે.** **કંકોતરી**

સકળ ગુણ સંપન્ન પુજ્ય મહાત્મા શ્રી કુમરૂષીની પવિત્ર સેવામા લી० પંચાળ નગરથી આપનો દાસાનુદાસ દ્રૌપદ રાજાના સાષ્ટાંગ દંડવત આપની પવિત્ર સેવામા અંગીકાર કરશો એવી અભિલાષા છે વિ. વિ. અર્જ એછે જે સુજ્ઞ ગુરૂને વેશ વ્યાસમુનીએ પધારી અમારી પુત્રી બ્હેન દ્રૌપદી માટે સ્વયંવર કરવા આજ્ઞા કરેલી, તેમની આજ્ઞાનુસાર સ્વયંવર રચ્યો છે, તેમા સકળ રાજ્યમંડળ અને રૂષી મંડળને આમંત્રણ કર્યાછે, તો આપ આવા શુભ અવસર પધારી સેવકને આભારી કરશો એવી આશા છે આપના પધારવાથી મંડપની શોભામા વૃદ્ધિ થશે, માટે આ કાર્ય આપનું પોતાનુંજ સમજી પધારશો એવી હુ સેવકની નમ્ર વિનતી છે.

સ્વયવરનુ મુહુર્ત માગ સુદી પચમી ( વસત પચમી ) નુ નિર્ધાર્યુ છે, તો શુભ અવસરે આપના વિદ્યાર્થી મડળ સહ પધારવા કૃપા કરશોજી

લી૦ દાસાનુદાસ દ્રૌપદ.

**કુમરૂષી**—બાળકો ભાઇઓ, આપણે દ્રૌપદ રાજાને ત્યા જવાનુ છે, માટે તૈયારી કરો

**ધર્મ**—મહારાજ ! એક નમ્ર અરજ છે,

**કુમરૂષી**—શી ?

**ધર્મ**—હરકત ન હોય, તો હમો ઘરને સાથે લેવો એજ

**કુમરૂષી**—શુ સ્વયવરમા ! એ તે કદી બને !

**ધર્મ**—મહારાજ આપને શુ હરકત છે !

**કુમરૂષી**—શુ તમોને સાથે લઇ જઇ મારે લાજી મરવુ છે ? અને ત્યા આવવાથી તમને લાભ શો ?

**ધર્મ**—મહારાજ ! રાજ્યમડળ અને રૂપીમડળના દર્શનનો અક્ષય લાભ ક્યાથી મળે ! પરતુ આપની કૃપા હોય તોજ ભાગ્ય શાળી થઇએ

**કુમરૂષી**—ના ભાઇ તે કદી નહી બને,

**ભીમ**—કેમ મહારાજ ! નહી બને ? ( ડોળા કાઢે છે )

**કુમરૂષી**—( ડરીને ) ભલે ચાલો, પરતુ ઉતારો હમારી સાથે નહી બને, બીજે ઉતારો કરવાનો જોગ કરી લેવો પડશે

**ભીમ**—ત્યારે એમ કહોને, ઉતારાનો જોગ ત્યા ગયા પછી કરી લેઇશુ

**કુમરૂષી**—( ધર્મને ) પણ આ જાડાને શીખામણ આપજો, કે ત્યા કાઇ અટકચાળા ન કરે.

**ધર્મ**—એ બાબતમાં આપને કહેવું નહી પડે

**કુમરૂષી**—ઠીક ત્યારે અમો સર્વ સ્નાનાદી કમ કરી તૈયાર થઇએ છીએ, ત્યાં તમો પણ તૈયાર થાઓ ( પણ જોજો ' આ જાતને બરાબર સમજાવજો )

**વમ**—બહુ સારૂ મહારાજ ( ભીમ ડાળા કાઢે છે, ઋષી વિગેરે સૌ જાય છે )

**ભીમ**—કેમ ભાઇ આપણે શી તૈયારી કરવાની છે!

**ધર્મ**—પણ તારી ક્યાંઇ જાબરી? માટે તું અહીં રહે ને હમો સર્વ જઇએ કારણ ત્યાં દુર્યોધન વિગેરે કૌરવોને જોઇને તારૂં ચિત્ત ઠેકાણે ના રહે

**ભીમ**—ના ભાઇ ચિત્તને ઠેકાણે રાખીશ, મનને મારીશ, અને આપની શીખ પુરેપુરી સંભાળીશ

**ધર્મ**—ત્યારે તારી પ્રતિતી કેમ આવે? બા સોગન ખાઓ, કે તમે કહેશો તે પ્રમાણેજ ચાલીશ

**ભીમ**—લો, મોટા ભાઇ તમારા સોગન ખાઇને કહું, છું કે તમો કહેશો તે પ્રમાણેજ ચાલીશ

**ધર્મ**—ચાલો ત્યારે આપણે પણ માતાજીને લઇને તૈયાર થઇ ઋષિ સાથે જઇએ

( જાય છે )

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—હસ્તિનાપુરમાં કૌરવોનો દરબાર

**પાત્ર**—દુર્યોધન ધૃતરાષ્ટ્ર ભીષ્મ, કર્ણ, શકુની, વિગેરે દરબારીઓ, ચોપદાર, વારાંગનાઓ અનુચર વિગેરે

**વારાંગનાઓ—નાચ.** ગાયન ૬.

સા, સાની મા ગમ પના, પની માગે માના વપ
મગ ગમ પ, મગ, ગપ મગ રેમા—સાની મા
સાની ધપ, ની ધ પમ, ધપ મગ પમ ગરે
નીધ પમ ગરે માની મા૦
સા ગમ પ પ, ગમ પનીના, મપના માના
પની સા ગરે સા, નીધ પમ ગરે માની સા૦
ધા કીટ, ધુમ કીટ, ધીર કીટ ધી લાગ,
ધી, તગન ધા, કીટ કીટ ના (૩)
કીટ ટીટ ધા, કીટ કીટ ધા કીટ કીટ નીધપમ ગરે,
માની સા૦
સાગ, રેમ, ગપ, મધ, પની, ધના નીરે માગ,
ગસા, રેની, સાધ, નીધ, પગ, મરે, ગમા
નીધ પમ ગરે,
સા-પ-મગ-સા, નીધ પમ ગર, સાની સા૦

---

**છડીદાર**-મહારાજ ! પંચાળ દેશથી એક અનુચર આવેલો છે, અને તે આપ હજુર આવવા આજ્ઞા માગે છે

**દુર્યોધન**-તેને સત્વર પ્રવેશ કરાવ

**છડીદાર**-જેવી મહારાજાની આજ્ઞા ( જાય છે અનુચર આવે છે )

**અનુચર**-મહારાજ પ્રણામ કરૂં છું

**શકુની**—કેમ કયાથી આવ્યા છો ?

**અનુચર**-મહારાજ ? પંચાળ દેશથી: દ્રૈપદ રાજાને ત્યાં તેમની

પુત્રી દ્રૌપદીનો સ્વયંવર છે તેની કંકોતરી પહોંચાડવા દ્રૌપદ રાજાએ મને મોકલ્યો છે ( કંકોતરી આપે છે )

**દુર્યોધન**–મામા ! લ્યો વાંચી સંભળાવો

**શકુની**--લાવો વાંચી સંભળાવું

**ગાયન ૭ મું.**

સ્વસ્તી શ્રી શુભ શહેર શહેર હસ્તીનાપુર માંહી
સકળ રાજ્યમાં શ્રેષ્ટ છત્રપતી વસો છો જ્યાંહી
લખીતંગ દિન દાન આપ પંચાળ નગરથી
લીખીતંગ અમ પત્ર રાજવી ખગ જીગરથી
રચિયો છે મચ્છવેધ વ્યાસમુની આજ્ઞા કરીને
આમંત્ર્યા સૌ રાજ હમોએ પ્રિત ધરીને
હમ ઘર દ્રૌપદી બાળ રચ્યો છે સ્વયંવર પ્રિતે
લખ્યું પત્રની માંહ્ય વાંચો કંકોતરી ચિત્તે
કપટ કામ મચ્છવેધ તણું જે શુરો કરશે
તે શુરની સાથ હમારી બાળા વરશે
વસંતપંચમી મહુર્ત હમો એહ નિર્ધારી
શોભાવા હમ નગ્ર છત્રપતી આપ પધારી,
લાવી ઉર ઉમંગ રાજવી, સદ્ય પધારો,
મહુર્તે આવી આપ, હમારો હર્ષ વધારો
લી દાસાનુદાસ દ્રૌપદ

**શકુની**—ભાઇ દુર્યોધન ! તારા નશીબની અવધિ

**દુર્યોધન**—મામા ! કેમ ?

**શકુની**—કેમ શું ? ન સમજ્યો ? દ્રૌપદરાજા તને પોતાની કન્યા આપવા ખાસ તેડે છે એમ

**દુર્યોધન**—પણ મામા ! મચ્છવેધનનુ લખે છે તે શુ ?

**શકુની**—એતો બધુ કહેવાનુ તાગાજવા જમાઇ દ્રોપદને ક્યાથી મળવાનો હતો ?

**દુર્યોધન**-ત્યારે મામા ! લગ્નની તૈયારી કરીનેજ જવુ કેમ !

**શકુના**—હા હા ત્યા ગયા પછી તૈયારી કેવી તે કરી શકાય ? અને લ્હાવો શેનો વીતે ?

**દુર્યોધન**—ખરૂ કહોછો મામા (દરબાર મળીને) ભાઇઓ ! જાને આવવા સજ થાઓ અને તમારી સ્ત્રીઓને પીઠી ચોળવા માટે મોકલો

**ભીષ્મ**—અભાગીઆ ? શેની જાન ! અને શેની પીઠી ? કંકો-ત્રી વાચી ?

**દુર્યોધન**—શી વાચવી છે !

**ભીષ્મ**—જરા વાચ વાચ ! (કપરૂ કામ મચ્છવેધ તણુ જે પુરો કરશે, તે ગુણની સાથ હમારી બાળા વરશે ) લગાર વીચાર કરીજો વીચાર,

**દુર્યોધન**—દાદા ! એતો બધુએ કહેવાનુ મારા જેવો જમાઇ દ્રુપદને બીજો કોયો મળનાર હતો કમ મામા !

**શકુની**—ખરૂ છે દુર્યોધન

**ભીષ્મ**—વારૂ કન્યા મળી, તોતો ઠીક, પરતુ ના મળી તો જન-મારાનુ મેહેણુ રહેશે તેનો વિચાર કર્યો ?

**દુર્યોધન**—દાદા ! તમોતો જ્યારને ત્યારે બ્હીવાનુ બારમુ કરો છો, (કહેવત છે કે સાઠી બુદ્ધિ નાઠી )

**ભીષ્મ**—ઠીક છે, વખત આવે જોઇ લેવાશે (કહેવત છે કે

**સખીઓ-** ગાયન ૯ મુ.

(આમ શુ કરે છે અલી) એ રાહ

ધીરી રેતુ ધીરી શાણી આમ શુ ઉચાટ કર
ધર ધર ધીરજ ધર નજર કર નીરખ વર નૃપવર
ઉલ્લાસ ધર ધર ધીરી
ધનવંત સુખકર હર સમ નવર, આવીગો પ્રિતે પીયુ મનહર
વિનોદ નાતે રીતી પરસ્પર, તન શીતળ મુજ કર કર-ધીરી

**ભાનુમતી**—સખી ક્યા છે ?

**સખીઓ**—જો એ આવ્યા ! ( દુર્યોધન આવે છે )

**ભાનુમતી**-પ્રાણપ્રભુ ! આપે અત્રે પધારવા અમુક કરી આ દાશીને અધિરી બનાવી

**દુર્યોધન**-એનો રાજ કાજ છે, વાર પણ થાય

**ભાનુમતી**-પ્રાણનાથ આપનુ વદન આજ અતિ હર્ષીત જણાય છે, તેનુ કારણ ?

**દુર્યોધન**-કંકોત્રી આવી, લીઓ વાંચો, એજ કારણ

**ભાનુમતી**-( વાંચીને ) આતો સ્વયવરનુ આમંત્રણ છે, આમા હરશ શાનો !

**દુર્યોધન**-ભામીની તમારી ભુલ થાય છે, દ્રૌપતરાજા ખાસ પોતાની પુત્રી આપી મને જમાઈ કરવાની ઈચ્છા ધરાવે છે, તેનુ આમંત્રણ છે

**ભાનુમતી**-નાથ ! આપનો મિથ્યાભિમાન નજ ગયો, કંકોતરી વાંચોતો ખરા ! મચ્છવેધનનું કામ કરશે, તે કન્યા વરશે; આમા તમોને પોતાની પુત્રી પરણાવવાનુ ક્યા લખે છે ?

**દુર્યોધન**—તમો સ્ત્રીજાતી શું સમજો ? ખાસ મારી સાથેજ પોતાની
કન્યા આપવાનું આમંત્રણ છે, મારા જેવો જમાઈ
દ્રોપદરાજાને ક્યાથી મળે !

**ભાનુમતી**—નાથ તમે તે કોણ ? જેને માથે સવાશેર નથી પડ્યા,
એમ સમજો છો ? નાહકનો ગર્વ શા માટે કરો છો ?
ગર્વમા કંઈજ સાર નથી

**દુર્યોધન**—મીથ્યા અભિમાન શાનો ? તારા ઉપર શોક્ય આવવાની
હોવાથી તું ઈર્ષાથી આવું બોલે છે, પરંતુ તેજ કન્યા
લાવી શોક્યનું સાન કરીશ, ત્યારેજ શાન્તિ ધરીશ સમજી !

**ભાનુમતી**—પ્રાણનાથ ! હજી પણ કહું છું, કે ગર્વ જવા દીયો,
કર્માધિન જે થાય તેજ થવા દો, ગર્વ ધરવાથી સાર
નહીજ જડે, જેટલો ગર્વ તેટલોજ ગર્વ ધારી પાછો પડે.
'કરે ગર્વ તજીને માન, તે પામે નક્કી નુકશાન" જુઓ સાંભળો

**ગાયન ૧૦ મું.**

(ધરો કોઈ હીત શીખામણ ધ્યાન) એ રાહ

**ભાનુમતી**—લીઓ કોઈ અબળાની શીખ ધ્યાન, ગર્વથી નક્કી છે નુકશાન
મળે નહી ગર્વ થકી આગણું, ગુમાવે ગર્વ થકી સૌમાન.
અતિ ગર્વી હતો કંસરાજા દેવકીનો વીરભાઈ,
બ્હેન બ્હનેવી બહુ રંજાડ્યા છેવટ ગયો ફુટાઈ લીઓ૦
રાવણ સરખો મહાબળી, જેને કુંભકરણ સમભાઈ,
તેપણ ગર્વમા ગળી રહ્યા, ગયો રામ હાથ રોળાઈ લીઓ૦
પ્રલ્હાદ પીતા હીરણ્યકશ્યપ, આણ જગત વરતાઈ.
તે પણ ગર્વમા ગળી ગયો, માર્યો નૃશીંહ રૂપે ધાઈ. લીઓ૦
માટે નાથ અબળાનું કહેવું માનો

**દુર્યોધન**–જા જા એતો જાણી તને ડહાપણ ગર્વલાને (જાય છે)
**ભાનુમતી**–પતીની બગડી છે મતી, તેથી ગર્વ ન છોડે રતી,
શુ કરે સ્ત્રી મતી, ભાવીની અકળ ગતી
(જાય છે)

---

# પ્રવેશ ૫ મો

---

**સ્થળ**–કુભારનુ ઘર
**પાત્રો**–કુભાર, કુભારણ, ભગતમડળ, પાન્ડવો અને કુતાજી
**ભગતમડળ**— **ભજન**

ભક્તિ કરને હસા તુ તો, સીતારામનીરે
સીતારામનીરે, રઘુપતી રામનીરે, ભક્તિ૦
અમવત્ત માયા, કાચી છે કાયા,
કયા છે બુડા કહેને, ઘડી આરામનીરે ભક્તિ૦
જગ જાળ છોડી, માયા બધ ત્રોડી
માળા તું ગ્રહી લે, પ્રીતે હરી નામનીરે ભક્તિ૦

**ધર્મ**–માતાજી આ કોઈ હરી ભક્તનુ મુકામ જણાય છે, માટે ત્યા ઉતારો મળે તો સારૂ જેથી બે ઘડી હરીનુ નામ લેવાનુ અને સાભળવાનુ બને
**કુંતાજી**–તો તેને જઇને વીનવો હરી ભક્ત હશે તો ઉતારા માટે ના નહીજ કહે,
**ધર્મ**–(કુભારને) ભાઈ! હમો દુખી મનુષ્ય છીએ, અને અહીંઆ રૂપી મુનીઓના દર્શનાર્થે આવ્યા છીએ માટે ઉતારો

આપવા કૃપા કરશો એવી હમારી ઇચ્છા છે કારણ આપ
હરી ભક્ત હોવાથી બે ઘડી પરમેશ્વરનુ નામ લેવાનુ અને
સાભળવાનુ મળે, તો આ દેહનુ સાર્થક થાય

**કુંભાર**-(બીચારા કોઈ ગરીબ દુખી માણસ જણાય છે,) બહુ
સારૂ ભાઈ આ મારી ઝુપડીમા ઉતારો કરો
(પાન્ડવો પ્રવેશ છે)

**એકસંત**-કચરા ભગત! કોઈ નશીબવાન જણાય છે બીચારા ઉપર
કાંઈ આફત ગુજરવાથી દુખી હોય એમ જણાય છે

**કુંભાર**-મહારાજ નશીબવાન શાથી કહો છો! નશીબવાન હોય.
તો આ રઝડે ખરા કે!

**સંત**-કચરા ભગત! દશાના રંગ અને ઢંગ ન્યારા છે, રાજા અને
રંક સર્વને દશા રીબાવે છે પરંતુ નશીબવાન માણસના
લલાટ છુપુ રહેતુ નથી

તારાકી જ્યોત મે ચંદ્ર છુપે નહી, સુર્ય છુપે નહી બાદલ છાયા
ચંચલ નારી કા નેન છુપે નહી, દાતા છુપે નહી ઘેર માગન આયા,

**કુંભાર**-ખરૂ કહો છો સંતજી! તેમના કપાળનુ તેજ જુદુ જણાય
છે જૂઓ સામેથી આવતા હોય એમ જણાય છે, એટલે
આપણી ખાત્રી પુરેપુરી થશે

**ધર્મ**-ધન્ય છે હરી ભક્ત તમારી ઉદારતાને, તમોએ અમોને ઉતારો
આપી આભારી કર્યા છે

**કુંભાર**-ભાઇઓ! તેમા આભાર શેનો! તમોને ઉતારો આપ્યો,
તેથી કાંઈ હમારૂ મકાન ઘસાઈ જવાનુ નથી

**ધર્મ**-લ્યો હવે એ વાત જવાદ્યો, ને કાંઈ હરી કીર્તન શરૂ કરો
પ્રભુનુ જે નામ લેવાય તે ખરૂ

**કુભાર**—ખરૂ છે ભાઈ, જેટનુ બને તેટલુ હરીભજન કરવુ તેમા રેહનુ નાથક સમ એલુ છે, માટે સતો કાઈ ભજન ઉપાડો

**સતો**—

## ગાયન ૧૧ મુ

### ભજન

સત્ય સ્મરણ હરી નામનુ ભાઈ અત સમય છે કામનુ,
સગા સબધીની માયા જુઠી (૨) જાણો એ સ્વાર્થના ધામનુ ભાઈ૦
કમો જાતા કય નકામી (૨) છેવટ શરણુ સાચુ રામનુ ભાઈ૦
છેવટ ભાતુ સચય કરી ને (૨) જે છે હમાતુજ કામનુ ભાઈ૦
કાચી કાયા માટીની માયા (૨) જો નથી કામ આરામનુ ભાઈ૦
માટે વીચારી જો જીવતુ જરી (૨) રટણ કરીલેતુ તો મીતારામનુ. ભાઈ૦

**ભીમ**—મોટાભાઈ! તમો તો ભજન સાભળવામા એકતાર બની ગયા પરતુ મને તો ભુખ લાગી છે અને ભુખે મારો પ્રાણ જાય છે

**ધર્મ**—ભાઈ! જરા પ્રભુ કરો, ગોડા વખતમા રસોઈ માટે સીધા સામાનની તજવીજ કરીશુ, પણ હાલ તો હરી નામના રસ રેલી રહ્યા છે, તે પીને ત્રુપ્ત બનો

**ભીમ**—મોટાભાઈ! એ રસથી પેટની ભુખ ન ભાગે ભુખે નથી રહેવાતુ

**કુભાર**—ભાઈ! મુઠી કાચ ચણા ખાવા હોય, તો આપુ

**ભીમ**—અરે કાચાનો કાચા, લગાર પાણીનો આધાર તો થાય

**કુભાર**—લ્યો આ કુચી, એની સામે વખારમા ભરેલા છે, તેમાથી એક મુઠી લઈને ખાઓ (કુચી આપે છે)

**ધર્મ**—(ભીમને બાજુમા લઈ જઈ) જો જે એ બીચારાનુ સત્યાનાશ કાઢતે? એક મુઠી વગર બીજુ મુઠી લે, તો તને મારા સોગન છે

સોગન (મુઠી કોણે ભરી છે, મ્હો ચાલીને ખાધા છે, એટલે બાજીના સોગન પાળ્યા, બનાનુ કામ થયુ)

(કુંભારણ આવે છે)

**કુંભારણ**—જરા કુચી આપો, ગધેડા માટે દાણો કાઢવો છે

**કુંભાર**—લે (કુચી આપે છે)

**ભીમ**—કુંભાર કાકા! તમારા ગધેડા કામ શુ કરે છે?

**કુંભાર**—માટી ખાણેથી માટી ઉપાડી લાવે છે [કુંભારણ આવે છે)

**કુંભારણ**—વખારનો દાણો ક્યા નાખ્યો! વખારમાતો દાણાનું નામ હરખુએ નથી

**કુંભાર**—જા જા! હમણા જ આ જાડો એક મુઠી ચણા લઈ આવ્યો છે ને?

**કુંભારણ**—તમારા સોગન જો વખારમા એકે દાણો હોય તો,

**કુંભાર**—હાય હાયરે બાપલીઆ! મારા ગધેડા દાણા વના રહેશે, ને મારા છોકરા ભુખે મરી જશેરે મારી મા

**ધર્મ**—કાકા રૂઓ નહી હાલ તપાસ કરીએ છીએ

**કુંભાર**—તપાસ શાની કરો છો? મારા ક્યા ભોગ લાગ્યા, કે મે તમોને ઉતારો આપ્યો, (આનો ધરમ કરતા ધાડ આવી મારા બાપ!)

**ભીમ**—કાકા ગધેડાને બચારાને છોડી મુકો, વગડામા ચરી ખાને

**કુંભાર**—પછી હું શુ ખઉ? ખાણમાથી માટી કોણ ઉપાડી લાવે મારા બાપ!

**ભીમ**—કાકા ગભરાઓ નહી, (જાય છે ને ડુગરો ઉપાડી લાવી કુંભારના ઘરમા મુકે છે) લ્યો કાકા માટી લાવ્યો, હવે ગધેડાને છુટા મુકી દો, એટલે ચરી ખાશે

**કુભાર**—[ આશ્ચર્ય થઈ ] આ માટીનો માન છોકગના છોકરા વાપરશે પણ ખુટશે નહી

**ભીમ**—કેમ કાકા તમારૂ મન માન્યુ

**કુભાર**—હા ભાઈ તારૂ પરમેશ્વર ભલુ કરજો અનુચર આવેછે

**અનુચર**—કચરા તારે ત્યા કોઈ પાચ પુરૂષ અને એક ડોશી ઉતર્યા છે ?

**કચરો**—હાભાઈ શાબ ? આ ગ્ણા કેમ શુ કામ છે ?

**અનુચર**—તેમને માગે તેટલુ સીધુ અપાવા કૃષ્ણ મહારાજ તથા ગજાજીએ હુકમ કર્યા છે, તેથી તેમને માટે શીધાનો બંદોબસ્ત કરવા આવ્યો છુ

**ધર્મ**—વાહ ? દીનાનાથ તમારી કાળજી કમ ભાઈ ભાઈ કૃષ્ણ મહારાજાએ મોકલ્યો છે ?

**અનુચર**—હા કહો કેટલુ સીધુ જોઈશુ ?

**ભીમ**—જે મા મણ આટો, નામણ ઘી, નામણ ખાડ, પચીસ મણ ચોખા, પચીસ મણ દાળ તેને પુરતો મસાલો શાક આપો તો ઠીક નહીતો જરૂર નથી, એટલુ શીધુ ટ કે જોઈશુ.

**અનુચર**—શુ તમાર ૭ જણાને એક ટકે એટલુ બધુ શીધુ જોઈશુ ?

**ભીમ**—ખાત્રી ન થતી હોય તો તુ બેગ સામો, લગાર પણ વધે તો બીજા ટકે અપાવતો નહી, પુછય આ કુભારને ખાત્રી ન થતી હોય તો

**કુભાર**—ખરૂ છ ભાઈ, માર એક હજાર મણ ચણાનો એક કાચી ઘડીમા અત આણી દીધો.

**અનુચર**—બહુ સારૂ ત્યારે ચાલો મોદીને કહી દઉ, તે તમને દરરોજ આપે જશે

**ભીમ**—ચાલો ત્યારે, લાડુનું નામ આવે છે, ત્યાં મોહોમાં પાણી છુટે છે ચાલો ઉતાવળ કરો, લાડુનું નામ સાંભળી મને મનમાં કંઈનું કાંઈ થાય છે

**અનુચર**—( આ કુંભારના હજાર મણ કાચા ચણાનો ધાણુ એક ઘડીમાં ચાવ્યા, તો સાડાત્રણસો મણ સીધું ના હીસાબનું) ચાલો ત્યારે ( સર્વે જાય છે )

**કુંભાર**—સંતો મારે પણ નીભાવને માટે બળતણ લાવવા જવું છે,

**સંતો**—હવે હમો પણ ઉઠીશું બોલો દ્વારકાધીશકી જય, જય બોલાતી જાય છે

---

## પ્રવેશ ૬ ઠો

---

**સ્થળ**—સ્વયંવર મંડપ,

**પાત્રો**—રાજ્યમંડળ, રૂપીમંડળ, સ્ત્રીમંડળ, છડીદાર, રાજ્યગોર, દરબારીઓ વિગેરે

**વારાંગનાઓ** **ગાયન ૧૩ મું**

**નાચ.**

નાચો ગાઓ આલી મોરી તકથેઈ તકથેઈ
રંગલાઓ સંગીત સુધારી
ધ્યય શ્રુતી આહકો બિચારી મે વારી, જેસી પ્રિતી
પ્રેમી રીતી, છોડો ભીતી, રાસ રચો નાચો૦
તનન તનન તના તોમ તદેરે, વાહશી સાહે,
અહાહી મોહે ઓ નભચારી, શુદ્ધિ વિસારી

હોત્રણુ ત્યાગ્યો, આમન લાગ્યો, જ્યો સુધા પાગા
ગમ ગ્યા નાચ્યો૦

ગગ ગગ છાઈ ગ્યો પુરમે, મગિતાકો નીગ અચલ ભયો,
મદ ઝ્વાઈ ગ્યા, આજ ગાન તાન ઉમગ ભયો,
દિન યહી ધન્ય હે, ત્રીલોકયમે એમા કોઉ દિન નહી એહે
પ્યારી . નાચ્યો૦

**પુરોહીત**--મહારાજ ' છત્રપતી દુર્યોધન શીવાય તમામ નૃપતીઓ મડપમા પધારેલા છે, ફક્ત છત્રપતીનુ આમન ખાલી છે, જો તેમની ગહ જોવા રહીશુ, તો મહુર્ત વિતી જશે

**દ્રોપદ**—કૃષ્ણ મહારાજ ' પુરોહીત કહે છે, તે માટે તમારી શુ સલાહ છે ?

**કૃષ્ણ**—દ્રોપદ રાજ ' તેને આમત્રણ તો પહોચાડયુ છે, છતા ના આવ્યા તો તેની ઇચ્છા અત્રે આવવાની ઇચ્છા નહી હોય શુ તેની ગહ જોઈ મહુર્ત જવા દેવાશે ? તેની ઇચ્છા હોત તો મહુર્ત સમય હાજર ન થાય ? માટે કામ શરૂ કરો.

**દ્રોપદ**-જેવી આપની આજ્ઞા (પુરોહીતને) પુરોહીત ' તમો મડપમા બીરાજમાન થયેલ નૃપતીઓને આપણુ પણ જણાવો, અને મચ્છવેધનનુ કામ કેવી રીતે કરવુ તે કહી બતાવો

**પુરોહીત**-જેવી મહારાજાની આજ્ઞા સભા મડપમા બીરાજમાન થયેલા સકળ ગુણ સપન્ન રાજ વીરો ! આપ અત્રે પધારી મડપની શોભામા વૃદ્ધિ કરી છે રાજા દ્રૌપદે જે પણ કર્યુ છે, તે હુ આપને નીવેદન કરૂ છુ તે શ્રવણ કરશો, અને તે કાર્ય પુર્ણ કરશે, તેને દ્રૌપદી વરમાળ આરોપશે

## ગાયન ૧૪ મું.

સુણો નૃપતી મો આપ પધાર્યા પ્રીત કરીને,
લ્યો લ્હાવો ગજન, સુકિર્તી કન્યા વરીને,
મચ્છવેધનનુ કામ રીત, તેની સભળાવુ,
કાર્ય કર્યાની હામ, હોય તે ઉભા થાવુ,
કપડા બદલી કચ્છ, ભીડવો હામ ધરીને,
જવુ સ્થભની પાસ, સભાને નમન કરીને,
બાર ગજનો સ્થભ, રોપ્યો છે સભાની માહી,
ચઢી જવુ છ ગાઉ, દીસે ઉ ત્રાસજ ત્યાહી,
મારી ને ગુલાટ, ત્રાસમા પડવુ પ્રિતે,
સમધારણ ધર્ઈ કાય, ચુકવુ નાહી ચિત્તે
ધનુષ્ય ચઢાવી ચાપ, પછી લેવુ જળકુડ,
સ્થભની ટોચે મચ્છ તાકવી નીશાન ટક,
લોચન વીંધી મચ્છ, પુછ છેદો તત્કાળે,
પછી ઉપાડી મચ્છ, રકવી જળકુડાળે,
એકજ આણે કામ, એહ જે શુરો કરશે,
ને શુરાની સાથ, દ્રૌપદી બાળા વરશે,
કાર્ય કર્યાની હામ, ધરી જે ઉભો થાશે,
નહી થાતા તે કામ, મન્ન પુરો પસ્તાશે,
પુજશે નારદ મુન્ય, હાથમા માળા દેશે,
પહેરી પચીયુ એક, કાષ્ટ આસન જઈ બેસે,
કહ્યુ સર્વ વૃત્તાત, રાજવી ચિત્ત ધરી લ્યો,
શુરા થાઓ તયાર, સુકીર્તિ કન્યા વરી લ્યો,

**દંતવક્ર**-(ઉભો થઈ) પ્રથમ હુ ઉભો થાઉ છુ (તૈયાર થાય છે)

**પુરોહીત**-આ ઉભ્યા દમઘોષના કુમાર, જે શુર અને પરાક્રમી કહેવાય છે જેમની દોલત વીસકરોડની અંકાય છે તે કશે મછવેધનનુ કામ ને લશે વીજયમાળાનુ માન (થભે ચઢીને પડે છે નારદમુની કપાળમા ટીલુ એથી માળા પહેરાવે છે, ને હાથમા બીજી માળા આપી કાષ્ટાસને બેસાડે છે)

**દંતવક્ર**-મારા ક્યા બોલ લાગ્યા કે હુ પ્રથમ ઉભો થયો હવે તો કોઈ જોડ મળે તો સારૂ

**શીશુપાળ**—(ઉભો થઈ) મારા જેવા શુર વિના એ કામ કોણ કરી શકનાર છે (તૈયાર થાય છે)

**પુરોહીત**—આ ઉભ્યા શીશુપાળ શુર, ચતુર્વિધ્યાના પુરા દંતવક્રના એ ભાઈ થાય છે, જેની કીર્તી જગમા ઉચરાય છે એ કશે મછવેધનનુ કામ ને વેશે વિજયમાળાનુ માન (થભે ચઢીને પડે છે, નારદમુની પુજા કરી કોટમા હાર પહેરાવી હાથમા માળા આપી કાષ્ટના આસન બેસાડે છે)

**જરાસંગ**—(ઉભો થઈ) અરે એ બહુ બોલવાનુ કામ નથી મા-રુઆગી શીવાય બીજાની હામ નથી (તૈયાર થાય છે)

**પુરોહીત**—આ ઉભ્યા મગધ દેશના રાજા, જેની જગમા ઝાઝી સાઝ, વીસ હજાર રાજા જેના કેદખાનાની માંહે છે, જેને નરકની પુરણ સહાય છે તે કશે મછવેધનનુ કામ ને વેરે વીજયમાળાનુ માન

(કામ નહી થવાથી થભે ચઢીને પડે છે, નારદમુની ટીલુ તાણી કોટમા માળા વાલી હાથમા માળા આપી કાષ્ટના આસન બીરાજમાન કરે છે)

**સત્યરાજા**-( ઉભો થઇ ) દ્રોણટની બડાઇઓ મારી આપના નામ બોળ્યા, હું ગુરુ ગીવાય એ કામ કાઇથી બનવુ નથી ( તૈયાર થાય છે )

**પુરોહીત**--આ ઉઠયા નવકોટી માળવાના ધણી, જેનો ગીદ્દીસીદ્દો ધણી, જગમા કહેવાય છે વીજમણી-તે પુરણ કરશે કામ ને લેશે વીજયમાળાનુ માન

( કામ નહી થવાથી ચઢીને પડે છે, પછી નારદજી તેમને ટીલુ કરી માળા પહેરાવી હાથમા માળા આપી કાષ્ટાસને બેસાડે છે)

**દ્રૌપદ**-(કોઇ ઉભુ થતુ નથી તેથી કૃષ્ણને)-મહારાજ હવે શુ થશે !

**કૃષ્ણ**— **ગાયન મરાઠી સાખી**

એ આવ્યો રાજ દુર્યોધન હીમત નીશ્ચે ધરશે,
છત્રપતીએ નૃપતી શુરો મછવેધન તે કરશે,
શાને ચિંતા ધરે, ધાર્યુ પ્રભુનુ થાશે ખરે

**દુર્યોધન**-( હાથીથી ઉતરી આસને બેસી ) કયા છે દ્રૌપદ રાજા !

**દ્રૌપત**-આવ્યો મહારાજા, શી આજ્ઞા

**દુર્યોધન**— **ગાયન**

**ગીતી**

શરૂ કર્યું આવ્યા વિણ લોપી તે તો છત્રપતી મારા,
ખબર નહોતી નથી આવ્યા છત્રપતી દુર્યોધન મહારાજા

**દ્રૌપદ**-મહારાજ મહુર્ત સમય આપ પધાર્યા નહી, તેથી કૃષ્ણ પ્રભુની આજ્ઞાથી મહુર્ત સમયે કાર્ય શરૂ કર્યુ

**દુર્યોધન**-( એ ગોવાળીઆનાજ બધા વાના છે. )-હુ લગ્નની તૈયારી કરવા રહ્યો તેથી અસુર થયુ, કહે હવે કેટલી વાર છે ?

**નારદ**—( આવીને ) આ મછવેધન કરો એટલીજ, આ ચાર જણા ચઢીને પડયા છે, ને હવે તમારાજ વાટ જોવાય છે, બીજું કોઇ ઉભુ થતુ નથી

**દુર્યોધન**—રાજાઓને— **ગાયન**

( વીસરાએ ગયુ રાજ ચીતોડનુ ) એ રાહ

ક્ષત્રી તન સૌ સુણો કહુ તે, શુ કરવા આવ્યા આ ઠામ
નામ બોળાને નીજ તાતના દીધા આપે મુખપર શામ.
વાગીશ કહેતા હતો ભુંડો પહેરો ચુડો હાથે નાર
કામ નથુ નહી મછવેધનનુ ધીક ધીક છે તુમ અવતાર
હીમત નોહોતી ત્યારે શુ કરવા આવ્યા કહુ તે હુ વરણો
રૂપાળી કન્યા વરવા આવ્યા, ઘેર જઇ માને પરણો
માગ વીણ નવ કામ બન્યુ ને પાપી પછાત પડયા
નશીબ મારૂ નપતુ તેવી, ભોગ સઉના ફરી વળ્યા

**ગાયન.**

**ભીષ્મ**— **ગીતી**

અછકલો થઈ બોલે ધર્મ ક્ષત્રનો આપે વીસરી,
શર્મ લાજ્ય કાઇ મનમા બોલ બોલતા આવા અવીચારી

**ગાયન.**

**દ્રૌપદ**— **ગીતી.**

એમ મળે નહીં કન્યા આશ ન ટીલમા લેશ માત્ર ધરશો,
સફળ આશ તો થાશે, જ્યારે હીંડી મચ્છવેધન કરશો

**દુર્યોધન**—મામા '

**શકુની**—ખરૂ કહે છે થા તૈયાર જો પેલી ઝરૂખે બેઠી દ્રૌપદી નાર,

**દુર્યોધન**-( દ્રૌપદીને જોઇને ) મામા ! ત્યારે તૈયાર, ( દ્રૌપદીને ) કહે ની રીતે મછવેધન કરશો તે બતાવ્ય

**નારદ**--સાભળો સભાની વચમા સ્થભ છે, તે ઉપર ચડવુ, ને પેલા ચાન દેખાય છે તેમા પડવુ પછી એક બાજુ જળકુડાળે જોઇ મછા તાકી મછાનુ લોચન વીંધી પુછ ઠેરી ઉપાડીને જળકુડાળામા નાખવી, જ્યારે એટલુ કામ કરી કાઢશો લ્હાણુ, તો તો બોલ્યુ એ પ્રમાણ

**દુર્યોધન**-( આ તો મારાથી નહી બને ) મામા !

**શકુની**-અરે પેલી રૂપાળી જોઇ ?

**દુર્યોધન**-હાહા મામા ! મછવેધન કરીશ, ને એ રૂપાળીને વરીશ; ( ઉભો થઇ તૈયાર થાય છે )

**પુરોહીત**-આ ઉઠયા હ્યતગણ્ટરના કુમાર, જેની દોલત એ સુમાર ચક્રવરતી રાજા કહેવાય છે જેને મો બહુની સહાય છે, તે કર શે મછવેધનનુ કામ ને લેશે વીજયમાળાનુ માન, (સ્થભે ચઢી પડે છે શેવકો જળકુડામાથી બહાર કાઢી માથે વાગેલા પર પાટો બાધે છે, નારદજી આવી કપાળમા ટીલુ કરી કોટમા માળા પહેરાવે છે ને હાથમા માળા આપી કાષ્ટાસને બેસાડે છે, )

**નારદ**—

**ગાયન**

**મરાઠી સાખી**

**શુ સમજીને બોલ્યો આવ્યો, અગ શખોડા ચોળી**
**કોહુ ઝાલી આવ્યો હોશે નામજ દીધુ બોળી**
**ધીક અંધ કુમાર, અવતાર તારાને ધીકાર.**

**દુર્યોધન**--મામા ગમે તેમ કરો, પણ કન્યાને પરણ્યાના આવા મેહણા આપણાથી ખમાના નથી

**શકુની**--જગ જોતો ખરો તારા જેવો જમાઈ દ્રુપદને બીજે કીયો મળવાનો છે તારા ભાગ્યની છે તે તનેજ મળવાની

(દ્રૌપદ રાજા જાય છે)

(પડદો પડે છે)

## પ્રવેશ ૭ મો

**સ્થળ**—દ્રુપદનો મહેલ

**પાત્ર**—દ્રુપદ ને પછીથી શ્રીકૃષ્ણ

**દ્રુપદ**— **ગાયન**

જગમા હવે કેમ જીવાય
મુંજે કાય, લાગે લાય, ચિંતામાય, ન સહેવાય-જગમા
નૃપતીઓ સર્વ આવ્યા ક્ષત્રી નામને લજાવ્યા
મુખ કાળુ થયુ મારૂ હવે મન શુ વીચારૂ
પ્રભુજી શરણે તારે વીશ ઘોળી પ્રાણ કાઢુ-જગમા

(વીશઘોળી તૈયાર કરે છે)

**કૃષ્ણ**—અરે આણે તો ગજબ કરવા માંડ્યો તો! (બાજુ ઉભા રહે છે)

**દ્રુપદ**—(પ્યાલો હાથમા લઈ) પ્રભુજી છેવટમા આ અભાગીને તારે શરણે લેજે (પ્યાલો પીવા જાય છે ત્યા કૃષ્ણ પ્રભુ પ્યાલાને થપડાક મારી ફેકી દે છે)

**કૃષ્ણ**--(હે દ્રુપદ રાજા) આ શી ગાંડાઈ કરવા માંડી છે! જરા પુછવુ તો હતુ?

દ્રુપદ—મહારાજ ! હવે શુ પુછવુ બાકી છે માર પણ ગયુ ને કન્યા પણ કુવારી રહી, હવે આ કાળુ મુખ જગતમા કેવી રીતે બતાવુ

કૃષ્ણ—જરા ધીરજધર, છેક હીમત શુ હારી જાય છે

દ્રુપદ—કહો ત્યારે હવે કેમ કરવુ

કૃષ્ણ—તુ સર્વ સભામા કરી વળ

દ્રુપદ—કવી રીતે

કૃષ્ણ— સાખી

રૂપ રંગ જોઇએ નહી, જોઇએ ક્ષત્રી આપ
બેસે જાન છુપાવીને, બ્રહ્મ હત્યા દઉ પાપ

આ પ્રમાણે ક્ષત્રીની અને બ્રાહ્મણુના સભામા કહી વળી, પ્રથમ ક્ષત્રીની સભામા જઇને મહેણા માર, તેથી કોઇ શુરો હશે તો ઉભો થશે આમ નીરાશ શા માટે થાય છે

દ્રુપદ—ઠીક મારૂ મહારાજ ત્યારે પધારો (જાયછે)

---

## પ્રવેશ ૮ મો.

---

સ્થળ—સ્વયવર મંડપ

પાત્રો—રાજસભા, બ્રહ્મસભા, સ્ત્રીમંડળ, વીગેરે

દુર્યોધન—મામા હવે કેટલીવાર?

શકુની—કેટલી શુ જ દ્રુપદરાજા તૈયારીકરવા ગયોછે, તે આવે એટલી.

દુર્યોધન—શેની !

શકુની—હારા લગ્નની (દ્રૌપદરાજા તથા કૃષ્ણ આવે છે)

દ્રોપદ— ગાયન.

નથી નથી વીર માતા જાયો રહ્યો અવની શુદ્ધ ક્ષત્રી તન
શુદ્ધ ક્ષત્રીનુ નામ ગયુ ફરસુરામે કર્યુ નીકંદન,
ક્ષત્રી નામ ગયુ ભુપરથી કન્યા કુવારી રહી મારી
નામ લજાવ્યુ તુમ તાતનુ નર શીદી થાઓ નારી
કર હોળી સળગે મારે ચુડા વાલરીઓ પેરો
વાંકા ટેડા નૃપતી બનીઆ નર નહી મારે મન રહેરે
છતો છટયો આવ્યા તો છત્રપતી, હોરે કન્યા પરણવાને
બની ઠણી શીદ આવ્યા અહીઆ ઘેર પરણીતી માને,
ગોબ્રાહ્મણ પ્રતપાળજ કહાવો, તેહ નામ તુમ કીહા ગયુ
એકવીસવાર નક્ષત્રી કીધી, તે દીનથી છે ટળી ગયુ

ગાયન.

કર્ણ— રાગ ક્ષત્રી કલંક

સુણ દ્રુપદ કહુ છુ હુ આવાર ક્ષત્રીને કેમ મહેણા મારેરે
ભીષ્મ પીતા આદી બેઠા કાંઇ વીચાર—વીચાર કોઈ નહી ધારેરે
રાખે આણ્ણા નહી કોઇની લગાર ક્ષત્રીને.
જરા વચન તુ જોઇને ઉચાર ક્ષત્રીને
નથી ગયુ જગ ક્ષત્રી કેરૂ નામ ક્ષત્રીને
નક્કી કરછુ હુ મછવેધ કામ વીચાર.

( તૈયાર થાય છે )

કૃષ્ણ—નારદજી તમો દ્રૌપદી પાસ જાઓ, અને કહો કે કર્ણ ક્ષત્રી પુત્ર નથી, પણ દાસી પુત્ર છે, માટે તે મછવેધન કરશે, તો પણ હુ વરીશ નહી

નારદ—ઠીક સારૂ મહારાજ ( દ્રૌપદીને ) બહેન આ દાસી પુત્ર

છે માટે સખી ધાગ સભામા કહેવરાવે, કે કર્ણ રાજા મચ્છવેદ કરશે તોપણ તે દાસી પુત્ર હોવાથી દ્રૌપદી વરશે નહી

**દ્રૌપદી**—બહુ સારૂ નારદ મુની (નાસીને) ત્યાં જા સભામા જઇને નારદ મુનીએ કહ્યુ તે જણાવી દે

**સખી**—જેવી બાની આજ્ઞા (સભામા આવી)

### ગાયન.
### ગીતી.

સખીએ કહાવ્યુ સભાને, કર્ણરાજા જો મચ્છવેધન કરશે,

છે એ દાસી જાયો, ક્ષત્રી નહીં નથી ક્ષત્રાણી વરશે

' કર્ણ ક્રોધાયમાન થઇ કહે છે કે મને મહેણુ માર્યું, પણ જોઇશુ કે કોણ મચ્છવેધન કરે છે ' બેશી જાય છે

**કૃષ્ણ**--દ્રુપદરાજા હવે બ્રહ્મ સભાનો આશ્રય માગો, તે વિણકામ સિદ્ધ થવુ નથી

**દ્રુપદ**--જેવી પ્રભુની આજ્ઞા, ' બ્રહ્મસભાને ... ... રૂષીઓને '

### ગાયન.
### ( જોહર આશ છે જોગી ) એ રાહ

છેવટ આશ છે રૂષીજી તમારી

સારી, ભીકારી, આવારી, લાચારીને.

કષ્ટજ કાપો રૂષીમુની પધારી—છેવટ

જનક રાજાને ધામ, કરીયુ રૂષીજી કામ

માટે એક સાચી હામ, નથી કે ... ... દામ,

રાખોને જાતિ લજ્જા હમારી—છેવટ

મચ્છવેધ આપકરો, ધર્મ કષ્ટ આવ્યુ હરો,

દુખીપર દયા ધરો, અણી ઉપકાર ખરો,

શરણે આવ્યો છુ આપ લીયો ઉગારી—છેવ૩

**રૂષીઓ.**—લાવો કઇ વીચાર મને એને વાત કહી બને
વનવુ હમારે વને મૃગચર્મ ઓઢી તને
પુત્રો તમારી તે ગણીએ હમારી છેવ૪

**દ્રુપદ.**—બતાવો કાઇ ઉપાય જેથી કામ સિદ્ધ થાય
ચીતમાહી લાગે લાહ્ય નથી પાડવાનો કાય
કુવરી મારી જો રહેશે કુવારી છેવટ૦

**રૂષી**—પ્રભુની અકળ ગતી પામશ્યુ જાણે રતી
કૃષ્ણ શુ વીચાર કરો હીમતના પરહરો

**કૃષ્ણ**—પણ જે છે તે લીયો ઉચારી

**દ્રુપદ**— છેવટ૦

ગાયન

## મરાઠી સાખી.

રૂપ રંગનુ કામ ન મહારે જોઇએ ક્ષત્રી આપ
જાત છુપાની બેશી રહે તેને બ્રહ્મહત્યાનુ પાપ
કેહો વીર સજ થઇ, ગુદ્ધ ભૂપ મારી સર્વે ગઇ

( કૃષ્ણ ધર્મને સાનમા અર્જુનને ઉઠાડવા કહે છે )

**ધર્મ**—અર્જુનભાઇ ! આની રીતે બ્રહ્મહત્યાનુ પાપ દીધુ, માટે હવે દ્રુપદરાજાનુ કાર્ય કરો, અને તેની ચીતાને પરિહરો, જેથી નીસ્તેજ બનેલી સભા તેજોમય થાય ક્ષણ પ્રભુની એવીજ ઇચ્છા છે, માટે વિલબ ન કરો

**અર્જુન**—જેવી વડીલ બધુની આજ્ઞા ( ઉભો થાય છે )

**દુર્યોધન**-( પાછળ જોઇ અર્જુનને ઉભો થયેલો જાણી ) કેમ લ્યા કાપડી ઉભો થયો ?

**અર્જુન**—" પગે લાગી " મહારાજ મછવેધનનુ કાર્ય કરવા

**દુમરૂષી**—" આશ્ચર્ય ચાકત થઇ અરે ! આને વળી આશુ સુઝયુ પણ જે કાર્ય કરવામા શીશુપાળ આદી શુરા રાજાઓ પાછા પડયા તે કાય કરવા હીમત ધરે તે કોઇ ઓછા શુરાનુ કામ નહી માટે સમાધી ધરી જોવાદે કે કોણછે કારણ આ કાપડી નથી તે તો નિસદેહ છે, " સમાધી ધરી જેતા પાન્ડુ પુત્રને ઓળખી " અરે ! આતો પાન્ડુ પુત્રો છે અરે મે સતી પુત્રો ને સતાપવામા મણા રાખી નથી " પ્રશ્ચાતાપમા પડે છે "

**કૃષ્ણ**—" ભીષ્મ દ્રોણ અશ્વસ્થામા કીરપાચાર્ય પાસે જઇ " અરેરે ! આ ઠેકાણે પાન્ડુના કુમાર હોય, તો સભા આવી ઝાખી બને ખરી !

**ભીષ્મ**-અરેરે કૃષ્ણજી ! એ તો બીચારા લાખાભોવનમા બળી ગયા, હવે કયાથી હોય !

**કૃષ્ણ**-કદાપી હોય તો ?

**ચારે**-હમારી દેહના સાર્થક તેને આપીએ

**કૃષ્ણ**-જો સત્ય વાત હોય તો મુકો જળ " ચારે જળ મુકે છે "

**ચારે**-કયા છે ? બતાવો

**કૃષ્ણ**-અરે એતો કહેવાનુ, મુવેલા મડદા તે પાછા આવતા હશે

**ચારે**-કૃષ્ણજી તમારી મશ્કરીની ટેવ હજી ના ગઇ

**કૃષ્ણજી**—" બળદેવ પાસે જઇ " મોટાભાઇ આ વખતે કુંતા કોઇનો અરજુન હોય, તો સભાને આવી ઝાખપ આવે ખરી ?

**બળદેવજી**-અરે એ વીર રત્ન હોય, તો આ મછવેધનના ભારશા

પ તુ ક્યાથી લાવવે, બીચારા મા દીકરા લાખાભોવનમ ગ્યાી મુવા

**કૃષ્ણજી**—વખતે હયાત હોય તો ?

**બળદેવજી**—મારા જન્મનુ સાર્થક તેને અરપણ કરૂ

**કૃષ્ણ**—એતો કહેવાનુ જો સાચુ કહેતા હો, તો મુકો જળ ( બળ-દેવજી જળ મુકે છે )

**બળદેવજી**—ક્યા છે બતાવ્ય ?

**કૃષ્ણજી**—મોટાભાઇ ! મુવા મડદા તે પાછા આવતા હશે

**બળદેવજી**—કૃષ્ણ તારો મશ્કરી કરવાનો સ્વભાવ ના ગયો 'કૃષ્ણજી જાયછે

**કુમરૂષી**—" સંતાપમા ગરક થયેલા " અરેરે મારા જેવો આભાગી બીજો કોણ હશે ?

**ગાયન**

**( છોડીદે રાહુરાની ) એ રાહ.**

શુ કરવુ મારા આપે, કેમ છુટી પાપ અમાપે

સતાયા મરવાયા પાપે, બળી છુ એહ તાપે ટેક૦

સાધુને નાહી ઓળખ્યા, મતી મુઢ મન પેખ

ડાહાપણ તો ભુલી ગયો, વીધીના લખીઆ લેખ

સાગરમા પડુ જઇને, કે ગળુ હીમાળે રહીને

એ સઉ અનીચાર લઇને, પાપીઓ હુ આપે થઇને શુ કરવુ૦

**સાખી**

ધરતી મારગ મ ગદે માઉ માની સુખ

પ્રાણ રહેના શુ રહ્યા લહી રામ આ મુખ

સતી અને દુખ દીધુ એહ પાપ કર્મ કીધુ,

સતી પુત્રોને સતાયા મન નહી કાંઇ લીધુ-શુ કર૦

## સાખી

આરજુન વરે પધારીયા, પ્રિતે ગંગામાય
મતી મુઢ નાહયો નદી, જાતા મન પસ્તાય—ધ્રુ ૮ર

**ધર્મરાજા**—ધ્યાન 'ખેદીત જાઇ' હે મહારૂપી ! આપના પ્રતાપે અમોને અથાગ સુખ મળ્યુ, અને હમેશા આપના પવિત્ર ચર્ણનુ ચર્ણોદક મળ્યુ, એ અમારા અહોભાગ્ય હમો સમજીએ છીએ

**દ્રોમરૂષી**--હે સત્યવાદી રાજા ! આમ જાત છુપાવી મને પાપી બનાવ્યો, મે મુઢ મતીનાએ તમોને સતાપવામા બાકી રાખી નથી, હવે આ કાળુ મુખ જગતમા શુ બતાવુ હે સત્યવાદી સતીપુત્રા ! મારો દોષ ક્ષમા કરો

**ધર્મરાજા**--હે મહારૂપી ! આવુ અઘટીત ના બોલો આપને ત્યા હમો અથાગ સુખ પામ્યા છીએ હવે અરજુનને આશીશ આપી રજા આપો, એજ મોટી કૃપા

**દ્રુમરૂષી**—'અરજુનને માથે હાથ મુકી' હે બાણાવળી શુરા જન-' આ તમારાથી મછવેધનનુ કામ થશે એવી મારી તન મનની આશીશ છે, અને મારૂ દસહજાર વરસનુ પુન્ય તમોને આપુછુ 'અરજુન પગે લાગે છે ' ' એ પ્રમાણે સર્વે રૂપીને નમન કરતો અને સર્વેની આશીશ લેતો અર્જુન મછવેધન કરવા માટે સ્થભ પાસ ઉભો રહે છે )

**નારદજી**—( અર્જુનને ) કેમ કાપડી ! તમારી મછવેધન કરવાની ઇચ્છા છે ?

**અર્જુન**—હા મહારાજ પણ ધનુષ્યબાણ જોઇએ

**કૃષ્ણ**—દ્રુપદરાજા આ માણસને ધનુષ્યબાણ આપો

અર્જુન—(ધનુષ્યબાણ દ્રુપદરાજા આપે છે, તે ભાગીને ફેંકી દે છે)–કર્ણરાજાના ધનુષ્યબાણ લાવી આપો

કર્ણ—(મનમા વીચાર કરે છે કે મારા ધનુષ્યબાણ અર્જુન શીવાય વાપરી શકે એવો કોઈજ નથી, અને તેણે મારા ધનુષ્ય-બાણ માગ્યા, તેથી વખતે અર્જુન તો ન હોય! અરે ના! આતો કોઈ કંગાલ કાપડી છે)

કૃષ્ણજી! હુ તે માણસને ધનુષ્ય બાણ આપુ તો ખરો, પણ મારી શરત કબુલ કરે તો

કૃષ્ણ—શી?

કર્ણ—જો મધવેધનુ કાર્ય તેનાથી ના બને, તો તેના નાક કાન કાપી આપે એજ

કૃષ્ણ—(અર્જુનને સાનમા કહી) કેમ કાપડી! આ કર્ણ રાજા કહે છે તે શરત તમારે કબુલ છે

અર્જુન—જો તમારી ઇચ્છા હોય, તો મારે કબુલ છે

કૃષ્ણ—કર્ણરાજા કાપડીએ તમારી શરત કબુલ કરી છે એ માટે ધનુષ્ય બાણ આપો

કર્ણ—મોહોની કબુલાત શા કામની? લખી આપે તો આપુ

કૃષ્ણ—(શરત લખાવી આપે છે) લ્યો હવે આપો (કર્ણ ધનુષ્ય બાણ આપે છે).

(કાપડીને] લ્યો આ ધનુષ્ય ને બાણ

અર્જુણ—લાવો મહારાજ (ધનુષ્ય બાણ લે છે)

કૃષ્ણ—(લાવ અત્યારેજ મારા ભગતને લ્હાવો લેવડાવુ એવો વીચાર કરી નારદને) નારદજી

નારદ—આજ્ઞા મહારાજ

**કૃષ્ણ**—જાઓ દ્રૌપદીને કહો કે સ્થંભ અપુજ્ય રહેલો છે, માટે સખીઓ સહ સ્થંભનું પુજન કરવા આવો

**નારદ**—જેવી પ્રભુની આજ્ઞા ( દ્રૌપદીને ) બ્હેન સ્થંભ અપુજ્ય રહેલો છે, માટે સખીઓ સહ સ્થંભનું પુજન કરવા માટે પધારો

**દ્રૌપદિ**—બહુ સારૂ મહારાજ 'સખીઓને' જાઓ સખીઓ પુજાપાનો થાળ લાવો આપણે સ્થંભનું પુજન કરવા જઈએ.

( થાળ લાવે છે )

**સખીઓ**— ગાયન.

( ચાલો સાહેલી ) એ રાહ

ચાલોને બ્હેની (૨) સાહેલી સંગે સ્થંભતણું પુજન કરીએ,
દ્રૌપદી—પણ જે પ્યારૂ, પીતાએ ધાર્યું સફળ થવા સ્તુતી ઉચરીએ,
અપુજ્ય સ્થંભનું પુજન કરીએ હોંશ ઘણી હૈયે ધરીએ,
કુમકુમ કેસર અતર અગરજા સ્થંભને જઈ અરચન કરીએ,
અક્ષત પુષ્પ ને અબીલગુલાલે સ્થંભ વધાવી આનંદ વરીએ
ચાલો૦

( સ્થંભે આવી સ્થંભનું પુજન કરે છે, ત્યાં કૃષ્ણપ્રભુ આવે છે )

**કૃષ્ણ**—બ્હેન જરા ઉભી રહે, આ મહા ભાગ્યને પણ પુજન કરવા દે, જેથી કાર્ય સફળ થાય (દ્રૌપદી થાળ લઈ ઉભી રહે છે અર્જુન સ્થંભની પુજા કરી સ્થંભે ચડે છે )

**દુર્યોધન**—મામા ! આટલો લ્હાવો પણ ન લીધો

**શકુની**—તું તારે જોયા કરને, તારા નશીબની છે, તે તનેજ મળશે

**સખી**–( દ્રૌપદીને કાપડીને નીરખતી જોઈ )–બ્હેન ! એ કંગાલ

સામુ શું જોતા હશો ! આ સામે નૃપતીઓ બેઠા છે
તેમને કોઈ પસંદ કરો

**દ્રૌપદી—** **ગાયન.**

**( મારો નીશ્ચય નહી ફરનારો )**

ઉર આવે મળકો પ્યારો
ગુણીઅની એજ પ્રાણ પતી આદેહનો છે પનારો-ઉર
જોઈ જોઈ મોહી, ગુણમા અંજાઈ ગઈ
મોહી મોહી રહી, વીનયને વશ થઈ
મંજ્વલ ડગનાર ગુણે એજ ભરથાર
શુરવીર રણધીર કાઢ્યા ગત કયારો-ઉર
સખી—બહેન કાઢ્યો ક્યારે એટલે ?

**દ્રૌપદી** **ગાયન.**

મગડી સાખી

બહુ બળી છે ગજ બીજએ બની રહ્યા દુખીઆરા
જાત છુપાવી બેઠી રહ્યોએ લાલ પ્રભુનો પ્યારો
પીતુ મત્સ હત્ય જડ્યો, ત્યારે શુરો બહાર પડ્યો

**સખી**—ત્યારે પહેલો કેમ બહાર ન પડ્યો

**દ્રૌપદી—** **ગાયન.**

ગઝલ ઉપરનો

આ જ લાખો નૃપતી સર્વે ગર્વ ધરીને ચઢીયા
ગર્વ કરી નથી છાજયા કોનો ચઢીયા તેવા પડીઆ
જો છ ગર્વ રતી, કેની રીતે વિનય મતી
સખી—બહેન તમારુ કહેવુ સત્ય છે કામ કરવા ઉભો

થએ છે, છતા લગાર પણ ગર્વ દેખાય છે કેમ સર્વને પ્રણામ કરી ઉભો રહ્યો હતો

**દુર્યોધન**—મામા ! આ તો દેવ ત્રાન સુધી પહોચ્યો

**શકુની**—તું તારે જોયા કરને ત્રાસમા કેવી રીતે પડશે ડાબણ એક પગ એકમા મુકશે, ત્યા બીજુ નીચુ જશે

( અર્જુન ત્રાનમા આવે છ )

**દુર્યોધન**—મામા ! એ તો ત્રાસમા જઈને ઉભો રહ્યો

**શકુની**—હજી બહુ વાર છે, ત્રાસમા ગયો તેમા શુ વળ્યુ

**કૃષ્ણ**—( ભક્ત ત્રાસમા ઉભો છે પણ કપડા નથી તેથી શોભતો નથી ) નારદમુની.

**નારદ**—આજ્ઞા મહારાજ

**કૃષ્ણ**—જાઓ ઇંદ્રને કહો કે તારે ત્યા શુ ખોટ પડી છે કે તારો કુંતાજીને આપેલો પુત્ર ત્રાસમા મચ્છવેધન કરવા ઉભો છે, તેને વસ્ત્ર શણગારનુ ઠેકાણુ નથી

**નારદ**—આજ્ઞા મહારાજ ( નારદ ઇંદ્ર પાસે જાય છે )

**કૃષ્ણ**—( સતીયા પાસે જઈ ) ભીષ્મ પીતા આ મચ્છવેધન કરનાર આ પુરૂષને તમે ઓળખ્યો ?

**ભીષ્મ**—ના મહારાજ એ કોણ છે ?

**કૃષ્ણ**—એજ અરજુનજી છે હવે તેને તમારુ ચારેનુ જન્મનું સાર્થક આપો

**ભીષ્મ**—અરજુન છે એવી હમારી ખાત્રી થતી નથી

**કૃષ્ણ**—સામે રૂપી સભામા જુવો પેલો ભીમસેન છે કે નહી !

**ભીષ્મ**—(ભીમને જોઈને હર્ષના આસુ લાવી)વાહ પ્રભુ! તમારી કળા અકળ છે કૃષ્ણજી હમો ચારે જણનુ આખા જન્મનુ

સુકરીત અરજુનજીને જજો, અને તેનાથી મઝવેશ્નનુ કામ પરિપુર્ણ થજો, હમારી તન મનની આશીશ છે

(ભક્ અર્જુનજીને કપડા બદલાવે છે ને તેનો પહેરેલો પોશાક સભાની વચ્ચે આવી પડે છે )

**બળભદ**-( આશ્ચર્ય થઈ ) અરે આ શુ ! હમણા હુ કાપડીને ત્રાસમા જોતો હતો, ને આતો કોઈ દેવ ઉભેલો જણાય છે કાપડીને કોણ લઈ ગયુ

**કૃષ્ણ**—મોટા ભાઈ શા વીચારમા પડયા ?

**બળભદ**—કૃષ્ણ જરા જોયુ તો જુવો, ત્રાસમાથી કાપડીને કોઈ હરી ગયુ, ને આતો કોઈ દેવ આવીને ઉભેલો જણાય છે.

**કૃષ્ણ**—મોટા ભાઈ ! એ મનુષ્યને તમે ના ઓળખ્યો ?

**બળભદ**—ના ભાઇ ના !

**કૃષ્ણ**—મોટા ભાઈ એજ કુતાકોઈનો અરજુન છે

**બળભદ**—કૃષ્ણ આ તારી મશ્કરીની ટેવ ના ગઈ

**કૃષ્ણ**—મોટા ભાઈ જો ન માનતા હો તો બ્રહ્મસભામા જુવો પેલો ભીમસેન

**બળભદ**--( હર્ષના આસુ લાવી ) ખરૂ કહો છો કૃષ્ણજી,

**કૃષ્ણ**--મોટા બધુ, ત્યારે તેને તમારૂ સુક્રીત આપો

**બળભદ**-મારૂ આખા જન્મનુ સુક્રીત તેને જજો ને તેનાથી મ-જવેશન થજો

**કૃષ્ણ**--( હજુ પણ ભક્ત સતીના રૂપ કરતા પાછો પડે છે, તેથી હુ મારા ચૌદ અવતારનુ સુક્રિત તેને અરપુ છુ હા હવે સતીના રૂપની બરોબરીમા આવ્યો પણ હજુ તેને

વધાર સ્વરૂપવાન બનાવુ ત્યારે જ ( ભક્ત વત્સલ સાચો ) સુર્યને

### ગાયન

**કૃષ્ણ**— સોળ કળા સંપુરણ, કળા પ્રકાશે સુર્ય તમો આહી
પ્રકાશ એક કળાનો આપો અર્જુન ઉભો ત્રામે જ્યાહી

**સુર્ય**—આકાશથી ગાયન

### ગીતી

આનો આપ ઉઠાવુ, એક કળાનુ તેજ અરજુન જાજો,
ઇચ્છા પ્રભુની એવી, મુજ સમ કાન્તિ પ્રકાશમાન થાજો

**દ્રુપદ**—અરે ! આ સુર્ય જેવો પ્રકાશ ઓચિતો સભામા કયાથી !
" ઉચે જોઇ " " સુર્ય જેવુ તેજ અર્જુનનુ થઇ તેનુ
પ્રતી બીબ સભામા પડે છે " અરે ! સુર્ય તો સૃષ્ટીમા
એક છે, આ બીજો સુર્ય કયાથી ? અને કાપડી કયા ?

**કૃષ્ણ**—દ્રુપદ ! આશ્ચર્ય ચકીત શા માટે બને છે ? એ તો ભાગ્ય-
વતના ભાગ્યનો પ્રકાશ છે, અને જે કાપડી તુ ધારે છે
તેજ ભાગ્યવત પ્રતાપી પુરૂષનુ ભાગ્યનુ પ્રતીબીબ છે

**દુર્યોધન**—મામા ! નક્કી અરજુન ? કન્યા ગઇ

**શકુની**—ભલેને અરજુન રહ્યા ઉપરને ઉપર કુદી મારીશુ નીચે
ઉતરવા દઇશુ ત્યારે એ કન્યા લઇ જશે ને

" અરજુન ટંકાર કરી મચ્છવેધન કરે છે ને મચ્છ પાણીમા આવી પડે છે. આકાશે ફુલની વૃષ્ટી થાય છે "

**કૃષ્ણ**—અરે બાણુવાળી વીરો શુ જોઇ રહ્યા છો ? મારો ટેગ,
રથ ભેથી નીચે ઉતરવા ન પામે;

**ભીમ**— મોટાભાઇ ! હવે તમારી આજ્ઞામા રહેવાનો નથી નહી તો આજ્ઞા આપો પાપીઓ ભાઈ ઉપર તુટી પડયા

**ધર્મ**—જા તારી ધ્યાન પહોચે તેમ કર

**ભીમ**—( પ્રથમ તો કન્યાને જઇને ઉતારે મુકી આવુ, કારણ કોઈ તેનુ હરણ કરશે તો પછી એ કન્યા અપણાવી લેવાશે નહી ) ( કન્યાને ઉચકીને જાય છે )

**દુર્યોધન**— મામા કન્યા ગઈ

**શકુની**—અરે ક્યા જવાની છે ? હાલ શોધી લાવીશુ હાલ તો **અર્જુનના** ઉપર બાણનો મારો ચલાવો

( પડદો પડે છે )

## પ્રવેશ ૯ મો

**સ્થળ**—કુભારને ઘેર પાડવાનો ઉતારો

**પાત્ર**—ભીમ દ્રૌપદી, કુતાજી

**ભીમ**--માજી ! માજી ! દ્વાર ઉઘાડો હુ કોઈ નવીન વસ્તુ લાવ્યો છુ.

**કુતાજી**-- ( અંદરથી ) જે લાવ્યો હોય તે પાચે વહેચી લેજો

( બહાર આવે છે )

**ભીમ**-- માજી હુ આ કન્યા લાવ્યો છુ

**કુતાજી**—અરે મન અભાગણીને એ શુ સુઝ્યુ કે મે પાચેને વહેચી લેવાને કહ્યુ

**ભીમ**--માજી બોલ્યા હો તો વચને પાળજો હુ હાલ જાઉ છુ કારણ ભાઈને માર પડતો હશે આ કન્યાને સભાળજો

( ભીમ જાય છે )

દ્રોપદી—માજી આપ કોણ છો ! અને મારૂ હરણ કરનાર આ કોણ? અને મછવેધનનું કાર્ય કરનાર વીર પુરૂષ કોણ છ, તે કૃપા કરી આ પુત્રીને જણાવશો ?

કુંતાજી—બેટા હુ પાન્ડુ પત્ની છે ને આ હર્ણ કરીને લાવનનાર પાડુ પુત્ર ભીમસન છ અને મછવેધન કરનાર પાન્ડુ પુત્ર અર્જુન છે.

દ્રોપદી--માતાજી ! મારા અહો ભાગ્ય કે હુ પાન્ડુ કુળ વધુ થઈ, અને આપ જેવા પવિત્ર સાસુજી મળ્યા પણ માજી આપ આવી કળાલ સ્થીતીના ક્યાથી તે કૃપા કરી આ પુત્રીને જણાવો

કુંતાજી— ગાયન

( શુ કહુ મારી વાત વિસ્તારી ) એ રાહ

વાત જે મારી વિસ્તાર ભારી બની દુખીયારી સતી નારી,
સઘળાજ ભારી કષ્ટો કારી ભોગની ભારી લાચ રી
કરે રાજ ઇદ્ર પસ્તમા મમપુત્રો પ્રેમે હરી નરી
જોઇ સુખ સારૂ અમ તણુ પીત્રાઇ મન ગયા બગી
જાત્રાનુ બ્હાનુ કાઢીને પાપી નીમત્રણે આવીઓ
વીધીના લખાઆ લેખ તેવા પ્રપચમા તે ફાવીઓ
કપટ કરીને ઉલ્હાસ ધરીને વાત જાત્રાની વીચારી સઘ૦
રચાવી ભોવન લાખનુ તૈયાર કીધુ આગળે
બતાવ્યુ સકટ ધર્મનુ કહ્યુ જાઓ આવીએ પાછળે
છે શોઇ સઘળી વન વીસે ઉતારો જઇ કહીએ અમે,
પરવારી ઝટપટ આવીએ જઈ વાટ જો જો ત્યા તમે
ઉતર્યા જઈને ભરોસે લઈને પાચ પુત્ર હુ સતી નારી—સઘ૦

ભોળા હમે નહી જાણીએ લવલેશ તેથી ફાવીએ
સુલોચન મીત્રજ દુષ્ટનો આવીને મહેલ સળગાવીઓ,
દાઝયા છ એના ગાત્ર પણ પ્રભુએ તીહાથી બચાવીઆ,
છુપાવી નામ ને જાત ફરતા ફરતા આ સ્થળ આવીઆ
મછવેધ કરીઓ સુકીર્તિ વરીઓ અરજુન પુત્ર મમ સુખકારી,

દ્રૌપદી **ગાયન**

ગીતી

સતીઆ સત્ય નવ ચુકે દિનાનાથ કેમ વિસારી મુકે,
ભક્ત વત્સલ સત્ય સહાયક દુખીએ આપે ભક્ત તણે દુખે
માટી હવે મને શાન્તિ થઈ આપના પવિત્ર ચરણની સેવા
મગી એન્દ હુ માન અહોભાગ્ય સમજુ છુ

( પડદો પડે છે )

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ**—સ્વયવર મડપ

**પાત્રો**—રાજ્યમડળ, રૂપીમડળ પાછળથી ભીમસન

કર્ણ—અરે જોઈ શુ રહ્યા છો ? કેર મારો

**રમરૂપી**—અરે રૂપીઓ ? આપણી સભામાથી આ વીરપુરૂષે ઉઠી મછવેધનનુ કામ કરી આપણને કીર્તીવત બનાવ્યા છે તે માર ખાય તો આપણી જનુની લાજે, માટે જોઈ શુ રહ્યા છો ! ( આસન માળાઓ વિગેરે કૌરવો ઉપર ઉછાળે છે )

( ભીમ આવે છે )

**ભીમ**—( અર્જુનને ) ભાઇ તમો હેઠા ઉતરો ( અર્જુન નીચે આવે છે ) ભાઇ તમો બાજુએ ઉભા રહો ( સ્થંભ ખેંચી કાઢી બાથમાં લેછે ) ( ભીમનો ક્રોધ જોઇ દૈત્યો નાસી જાય છે )

**ગાયન.**

**ભીમ**— ( રાગરનો ભાગ છે )

સીહણુંના બાળ જોઇ શીયાળવા ગયા વીખરાઇ"
દેખાય એક ન ક્યાંહી, મારૂ હું દેખી જ્યાંહી
કર્મ ચંડાળ ઠીધ કપાળ ક્યા પેદા સતાઇ સીહણુ૦
સપાટો શુર જોઇ ભરપુર જીવ લઇને નાઠા,
જાણ્યુ કે દીવસ માઠા રગાઇ જવાના હાંસા
કુશળખેમ ન છોડ એમ રહ્યા દેખે ત્યાંહી—સીહણુ૦

**દ્રુપદ**—હે વીર બાહુ ! તમારી વીરતાની અવધી છે પાપીઓ જીવ લઇને નાઠા હવે મારી કન્યા બતાવો જેથી લગ્નની તૈયારી કરવાનુ બને

**કૃષ્ણ**—હે ધર્મરાજા ? હવે તમો તમારે ઉતારે ચાલો, અને કન્યા દ્રૌપદીને સોંપો અને લગ્નની તૈયારી કરો

**ધર્મ**—જેવી પ્રભુની આજ્ઞા-ભાઈ ભીમ-અર્જુન સર્વે ચાલો ( સર્વે જાય છે )

---

# પ્રવેશ ૧૧ મો.

---

**સ્થળ**—કુંભારની ઝુંપડી

**પાત્ર**—પાંડુ પુત્રો દ્રૌપદ, કૃષ્ણજી વિગેરે રાજ્યમંડળ કુંભાર કુંતાજી દ્રૌપદી વગેરે,

**ભીમ**--( આગળથી આવી કુંભારને ) એ કુંભાર કાકા મને સંતાડો

**કુંભાર**—કેમ ? કાંઈ અટકચાળુ લટકચાળુ કયુ લાગે છે ?

**ભીમ**—હા ભાઈ,નાસ, હુ રાજાની કુંવરીનુ હરણ કરી લાવ્યો છું, તે મારી મતા પામે સુખી છે, તેથી મને અને કન્યાને ખોળતા સર્વ આ તરફ આવે છે, માટે સંતાડો !

**કુંભાર**—હાય હાય ! જાડીઆ તે તો ગજબ કર્યો, મારૂં સત્યાનાસ કાઢ્યુ, રાજાજી કોણ જાણે મને શુ એ કરશે ?

**ભીમ**—ફાંસી દેશે, બીજુ શુ કરશે પણ મને સંતાડો જુવો એ આવ્યા

**કુંભાર**—( કુંભારણને બોલાવી ) રાણી ! તમારા છોકરાએ તો ગજબ કર્યો

( ધર્મ આવે છે )

ભાઈ જાડીઆએ ગજબ કર્યો, રાજાની કુંવરીને હરી લાવીને મારૂં સત્યાનાસ વાળ્યુ રાજા જાણશે તો મારૂં શુ એ કરશે ?

**ધર્મ**—કચરા કાકા ! તમે મુઝાઓ નહી, એ તો જરા તમારી મશ્કરી કરે છે, અમારા ભાઈ અરજુને મછવેધન કર્યો, તેથી ભીમસેન કન્યાને ઊંચકી લાવ્યો છે, હવે રાજા તે કન્યાને લઇ જઈ અરજુન સાથે પરણાવશે, ને મારી કાકીને મોઢું વાલવો પડશે સમજ્યા ?

**કચરો**—(ખુશી થઇ,) ત્યારે જાડ મારી મશ્કરી કરી !

**ધર્મ**—કચરા કાકા ! અમો કાપડી નથી, પણ પાન્ડુ રાજાના પુત્રો છીએ અને આ હમારા માતુશ્રી છે ( અર્જુન આવે છે

**અર્જુન**—(કુંતાજીને) માતાજી પાયે લાગુ છુ

**કુંતાજી**--( માથે હાથ મુકી ) દીકરા ચીરંજીવ રહો પણ **દીકરા**
( આખમા આસુ લાવે છે )

**અર્જુન**—માતાજી ? આવા માગલીક સમયે તમો આખમા **પાણી**
શા માટે આણો છો ?

**કુંતા**— **ગાયન**

મગરી રાખી

બીમે કહ્યુ મા દ્વાર ઉઘાડો, નવીન વસ્તુ કાઈ લાવ્યો,
વગર જોયે કહ્યુ વ્હેચી લેજો, બોલ એજ મુખ આવ્યો,
વચન મમ મીથ્યા જાગે, વગર મ્હોતે મુજ મર્ણ **થશે**

**અર્જુન** **ગાયન.**

રાગ ઉપરનો

મીથ્યા શોક શાને માજી કરો છો, વચન વદુ છુ આપ,
ભાઇને મુકી એ સ્ત્રી પરણુ, **બ્રહ્મ** હત્યાદીક પાપ,
એ લ નવ મીથ્યા ધરૂ, વચન તમારૂ સાચુ કરૂ.

**કૃષ્ણ**—અરજુનજી દ્રૌપદી ક્યા છે ?

**અર્જુન**—કૃષ્ણજી પેલી ઝુપડીમા (દ્રુપદીને તેડી લાવે છે)

**દ્રૌપદ**—અરજુનજી તમો પરણવા સારૂ સજ થાઓ ત્યા હુ **લગ્નની**
સામગ્રી તૈયાર કરી તમોને તેડવા મોકલુ છુ.

**અર્જુન**--હે દ્રુપદ રાજા ! જો તમારે કન્યાદાન દેવું હોય, **તો**
હમો પાચે સાથે કન્યાદાન આપો, નહીં તો મારે **એકલાને**
પરણવુ **નથી**

**દ્રુપદ**--શુ મારી પુત્રીને પાચ ભરથાર !

**અર્જુન**—તમારી ઇચ્છા હોય તો આપો નહી તો તમારી **મરજી;**

કૃષ્ણ—(દ્રુપદને) **ગાયન.**

મરાઠી સાખી

જગત જનુની મમાયા એ, પાર્વતીનો અવતાર,
ગૌશ્રાપે અવનીમા પ્રગટયા, શીવરૂપ પાન્ડુ કુમાર,
પુત્રી એ નવ ધારો, મમાયા રૂપ વિચારો

**દ્રુપદ**—બહુ સારૂ કૃષ્ણજી જેવી તમારી ઇચ્છા (અર્જુનને) ભલે પાચે ભાઇઓ સજ થઇને આવો, ત્યા હુ મારી પુત્રી પાચે સાથે પરણાવી આપુ

(સર્વે જાય છે)

## પ્રવેશ ૧૨ મો.

સ્થળ—લગ્ન મડપ

**પાત્રો**—રાજ્યમડળ, ગણીમડળ, સાહેલીઓ, વારાંગનાઓ, દ્રોપદી પાન્ડુ કુમાર વિગેરે

(સ્ત્રીઓ ગાની ગાતી આવે છે

**ગાયન**

આહા હા હા આજે આનદ અપાર, દ્રૌપદી વરશે પાન્ડુ કુમાર,
બ્હેન દ્રૌપદી ઉમયારૂપે પાચે શૈવ અવતાર,
ધર્મ ભીમ અર્જુન સહેદેવને નીકુળ પાન્ડુ કુમાર—અહાહા૦
મત્સ્યવેધન કરી કામ અલૌકિક લીધુ સભામા નામ,
સાચા ક્ષત્રીનુ નામ દીપાવ્યુ, પાપી થયા મુખ શ્યામ—અહાહા૦
પાચ પતીરૂપ શૈવની સાથ વરશે દ્રૌપદી બાળ,
આ નદનો દિન અતિ ઘણો આજ છે બ્હેની મગળ માળ—અ૦

(હારબધ ઉભી રહે છે)

કૃષ્ણ—કેમ દ્રુપદરાજા ! તારી ખાત્રી થઇ
દ્રુપદ—મહારાજ આપ અંતરયામી છો મારા મનનું સમાધાન પુર્ણ થયું
( પાંચે પાંડુ પુત્રો આવે છે તે નમન કરી આસન ઉપર બેસે છે )
હે પવિત્ર સત્યવાદી પ્રભુ ભકતો ! તમો એ મચ્છવેધનનું કાર્ય પુરિપુર્ણ કરી મારી જતી લજ્યા રાખી મને પુરો આભારી બનાવ્યો, નહી તો આત્મઘાત કર્યા વિના મારો એક પણ ઉપાય નહોતો
અર્જુન—હે દ્રુપદ રાજા ! એ સઉ કૃષ્ણ કૃપાનું કાર્ય છે એ યશ બધો કૃષ્ણ પ્રભુને ઘટે છે. મારૂ ગજુ નહિ કે તેમની કૃપા વિના તે કાર્ય હું કરી શકુ
દ્રુપદ—ધન્ય છે, તમો નિસ્પૃહીને ! પોતે કાર્ય કર્યા છતા કોઈ પણ રીતનું હુંપદ દર્શાવતા નથી

અર્જુન— **ગાયન.**

( હુ કરૂ અને કયુ એ માનવી ) એ રાગ

મે કર્યું આ હુ કરૂ કહે માનવી હુંપદ ધરી,
પણ આજ્ઞાવિણ શ્રીરતારની બનતુ નથી કઇએ જરી,
ચંદ્ર તારા સુર્ય એ નો ગ્રહ ગતીએ ચાલતા,
માયા અજબ શ્રીરતારની પ્રાણી હુંપદમા મ્હાલતા—મે•
કર્તા અકર્તા ઇશ સત્ગુરુ મીથ્યા હુંપદ નહિ ધરો,
કલ્યાણ કારક નાથ એકજ ઇશ છે તેને સ્મરો—મે૦

દ્રુપદ—ધન્ય છે એવા નિસ્વાર્થ ભકતોને અને તેમની ભક્તિને.
કૃષ્ણ—દ્રૌપદ રાજા હવે દ્રૌપદીનો હાથ પાંચેના હાથમા આપો.

**દ્રુપદ**--જેવી પ્રભુની આજ્ઞા (વ્હેન આ પાચ પાન્ડુ પુત્રોને વર-
માળ આરોપો)

**દ્રૌપદી**--જેવી પીતાશ્રીની આજ્ઞા (પાચેને વરમાળ પહેરાવે છે)

**દ્રુપદ**-- હુ મારી કુવરીનો હાથ પાચે પાન્ડુ પુત્રોને આપુ છુ
(પાચેને વારા ફરતી હાથ આપે છે)

**દરબારીઓ** **ગાયન.**

જય જયકાર આનંદ અપાર પાન્ડુ કુમાર આ (૪)
રીતી પ્યારી, નીહાળી, વીચારી, દીલધારી, ઉપકારી,
સ્વીકારા, આણુ સારી--જય જય૦
મચ્છવેધ કીધો ધારી, જશ કીર્તી ઉજવળ વાળી
અન્ય ગયા મુખ કાળે, કન્યા લીધી પાન્ડુ બાળે
ધન્ય દીન ધન્ય દીન છે આ--જય જય૦

**નાચ.**

---

# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ મો

---

**સ્થળ**--ઇંદ્રપસ્તમા મયદાનવ સભા

**પાત્રો**--સ્ત્રીવર્ગ દ્રાપદી, સુભદ્રા, રૂક્ષમણી, લક્ષ્મીજી વીગેરે, પુરૂષ
વર્ગ રાજ્ય મંડળ

**દ્રૌપદી--સખીઓ--** **ગાયન.**

**સખીઓ--** (મનહર કેવી જોવા જેવી)

મનહર કેવી જોવા જેવી, સભા અલૌકિક આ કાવી,
જળ સ્થળ કેરી નવિન રચના, રચવા ની મહેનત લીધી

મોભા મનહર કુદરત કુવરી ઉપર શુ છાઈ દીસી,
જળને ઠેકાણે સ્થળ, સ્થળને ઠેકાણે જળ,
ભુલવણી ફેરીઆ બનાવી છે અજબ કળ
પ્રભુજી કૃપાના ફળ, ચાખ્યા આવે પળપળ,
મળતા ભક્તિને બળ, જેમ સુર્યથી કમળ
ઉગતા તે ખીલ્ય જાય, અસ્તથી બીડાઈ જાય,
ત્યા એ સુન્દર છાય, તેવા ભક્તિ મહીમાય--મનહર.

**દ્રૌપદી**—જૂવો જૂવો રુખમણી, કૃષ્ણ પ્રભુ પધારે છે
(કૃષ્ણ પ્રભુ શેલડી છોલતા આવે છે)

**કૃષ્ણ**--બ્હેન દ્રૌપદી ! મને શેલડી છોલતા ચાપુ વાગ્યુ

**દ્રૌપદી**--ખમા મારા વીરને લાવો લાવો પાટો બાધો ’

**રૂક્ષમણી**--જાઓ દોડા દોડો કોઈ પાટો લાવો ’

**દ્રૌપદી**--અરે ! મારા પ્રભુ પીડાય છે, તો આ ચીર શા ઉપયોગનુ છે (ચીરના પાલવ ફાડી પાટો બાધે છે)

**કૃષ્ણ**--ધન્ય છે બ હુની દાઝ જાણનાર બ્હેન દ્રૌપદી ! તમે મને રૂણી બનાવ્યો (પાટાના તાતણા ગણી) બ્હેન ! તમે નવશો નવાણુ તારનો પાટો બાધ્યો, તો તમોને નવસો નવાણુ ચીર પુરીશ

**રૂક્ષમણી**--અરે ! આવુ જાણતા હોત તો હમો પાલવ ફાડી પાટો બાધત

**કૃષ્ણ**--એ વખત તો વહી ગયો રજના પાડ રાતે ગયા

**દ્રૌપદી**--પ્રભુ આસને પધારો (સુભદ્રાને) આવો બ્હેન સુભદ્રા, આપણે પ્રભુને પખો નાખીએ

**રૂક્ષમણી**—(કૃષ્ણને) પ્રાણપ્રભુ અમોએ આપના ગુણનો એક ગરબો રચ્યો છે, માટે આજ્ઞા આપો તો સર્વે ગાઇએ

કૃષ્ણ—ભલે ચાલવા દિયો--શ્રીકૃષ્ણ આસને બીરાજે છે ને દ્રૌપદી તથા સુભદ્રા વાયુ ઢોળે છે)

**રૂક્ષમણી--સાહેલીઓ—ગાયન**

ગરબો (ચોકને આગળે ચાંદની) એ રાહ
ગોકુળ નીવાસી કૃષ્ણ શામળોરે,
એવો ગોપીઓનો કાન્હ,
કાન્હરે, મોરલી વગાડી નેહ લગાડીઓ,
મીઠી મોરલીને નાદ, નાદરે સુતો તે પ્રેહ જગાડીઓ—

**સાખી**

ગોપી સૌ ઘેલી કરી, એહા જઈ વ્રજ મહી,
અતર સૌના હરણતા, તેને મન નહી કઈ
કાન્હાજી વહેલા પધારો ને વ્હાલા,
અરજી આ ઉર લેજોજીરે—કાન્હાજી
મોરલી વગાડો છો શાને ઓ મોહન,
અમને અકળાવો, તમો ખુશ થાઓ--કાન્હાજી

**સાખી**

અણચિંત્યા આવી મળે, ગોરસ લુટી ખાય,
ભજાડે અમ ભુવનમા, માકલડાને પાય
નવા નવા ખેલો નીત્યે બનાવે,
પળમા જાદુ કરી જાયછેજીરે,
ઘેલી કરી ગોપીને મન મલકાય છે—

દાણી બની દાન માગવા આવે,
અણચિંત્યા સામા અથડાય છે જોરે—નવા નવા

**સાખી**

અરજી ઉર ધરતા નથી, તો રીસાણી નાથ,
હવે કદી નહી બોલશુ, સૌ ગોપીનો નાથ

તમારી સાથે એ મોહન—
નહીરે મનાઉ હુ તો નહીરે મનાઉ,
માજી જશોદાના જુગજીવનરે—તમારી
મનાવા આવો તમે ભલે પણ,
રીસ કદી ન પરહરીએજીરે—નહી રે

**રૂક્ષમણી**—જુવો જુવો બ્હેન દ્રૌપદી ! ધર્મરાજા રાજ્યમંડળ સહ પધારે છે, માટે ચાલો આપણે ઝરૂખામા જઈને બેશીએ

**દ્રૌપદી**—( કૃષ્ણને ) પ્રભુ આપની આજ્ઞા હોય, તો હમો ઝરૂખામા જઈને બેશીએ

**કૃષ્ણ**—જાઓ બ્હેન સુખેથી પધારો ( સ્ત્રી મંડળ જાય છે, ધર્મરાજા રાજ્યમંડળ સહ આવે છે )

**ધર્મ**—( આસને બેશી ) હે સકળ ગુણ સંપન્ન રાજ્ય વિરો, પ્રથમ પુજન કોનુ કરવુ, તેની અનુમતી આપો

**સઘળા**—શ્રી કૃષ્ણ મ્હોટા છે, માટે તેમનુ પુજન કરો

**શીસુપાળ**—એ ભરવાડો ગોકુળમા ગાયો ચારનારો, મ્હોટો શાનો ? ગોપીઓના માખણ ચોરી ખાતો એવા ગોવાળીઆની પુજા પ્રથમ શાની ?

**કૃષ્ણ**—હે સકળ રાજવીરો, આ શીશુપાળ મને એકસો આઠ ગાળો

દેશે ત્યા સુધી હુ બોલીશ નહિ, ને તે ઉપર એક ગાળ વધારે દેશે, તો તેનો શીર છેદ કરીશ

**સર્વ**--શીશુપાળ લગાર બોલતા નીચાર કરો કૃષ્ણથી મ્હોટુ કોણ છે?

**શીશુપાળ** ગાયન.

મરાઠી નાખી

બે મત બે પીતા એન, ગાયાનો ગોવાળો,
મહી માખણની ચોરી કરતો, વ્રજમા બ્રાહ્મણ નાળો
પુજન શેનુ કરો, હજાર વાતે નીચો ખરો

( કૃષ્ણ શીશુપાળનો શીર છેદ કરે છે )

ગાયન.

**ધર્મ**-- ગીતી

બુરૂ થયુ આ કામે શીશુપાળને માર્યો પ્રભુ આપે,

**કૃષ્ણ**--ચિંતા કરો નહ દીલમા, મરાણો એ તો પોતાને પાપે

**સર્વે**--ધર્મરાજા! હવે સુખેથી કૃષ્ણનુ પુજન કરો

( ધર્મરાજા કૃષ્ણનુ પુજન કરે છે )

**દુર્યોધન**--( શકુની સહ સભામા આવી ) વાહ! મામા, શી સુન્દર સભાની રચના કરી છે! જળ અને સ્થળની ચોકીઓ શુ અજબ ગોઠવી છે? મામા જુવો આ જળ છે, માટે કપડા ઊચા લ્યો નહી તો પલળશો

( કપડા ઉચા લે છે )

**શકુની**--દુર્યોધન! આ પાણીમા ચાલ્યા છતા પગ પણ ભીના થયા નહી કાંઇ અજબ રચના છે હવે આ જમીન આવી માટે કપડા નીચા કરો

( કપડા નીચા મુકે છે )

**દુર્યોધન**—મામા ? આ તો પાણી અજબ ? આ જમીન ઉપર ચાલવાથી મારા કપડા પલળ્યા ! ચાલો પેલા દ્વારમાં થઈ સભામાં દાખલ થઈએ ( જાય છે ત્યાં માથું કુટાય છે મામા ! મારૂ તો માથું કુટાઈ ગયું

**દ્રૌપદી**--જુવો જુવો રૂક્ષમણી ? દુર્યોધનની મઝા, આંધળાને તો આંધળાજ ને,

**દુર્યોધન**—મામા ? એ રંડાએ મ્હેણું માર્યું, માટે આપણે અહીંઆ રહેવું નથી (જાય છે)

**ધર્મ**—અરે ! દુર્યોધન તો રીસાઈ ગયો કૃષ્ણજી તમો જાઓ અને મનાવી લાવો સતીએ મ્હેણુ સ્વભાવે કહ્યું, પણ સતીએ ભુલ કરી

**ભીમ**--મોટા ભાઈ ? એવા સતીને શામાટે દોશ આપો છો ? સતીએ શુ ખોટુ કહ્યું છે, આંધળા આંધ એકવાર નહી પણ લાખવાર, રીસાઈ ગયો તો ભલે ગયો, મનાવાની કાંઈ જરૂર નથી

**ધર્મ**-ભાઈ ભીમસેન ખોટુ કહેવાય

**ભીમ**—એમાં ખોટું શેનું ? એતો એના સ્વભાવ છે

**ધર્મ**—ભીમસેન ? જો એને મનાવીને ન લાવવો હોય તો હું હાતે જીભ લઈ પ્રાણ ત્યાગ કરીશ

**ભીમ**—( કૃષ્ણને સાન કરી ) બહુ સારૂ કૃષ્ણજી જાઓ, ને એ પાપી મનાય તો મનાવી લાવે

( કૃષ્ણ જાય છે )

**ધર્મ**--( અર્જુનને ) ભાઈ અર્જુન ! સકળ રાજનોને માટે પહેરામણીનો બંદોબસ્ત કરો

**અરજુન**--જેવી વડીલ બન્ધુની આજ્ઞા ( અર્જુન પહેરામણીનો સમોબન્ત કરવા જાય છે, કૃષ્ણ આવે છે )

**કૃષ્ણ**--રમરાજા ! મે તે પાપીને ઘણો સમજાવ્યો, પણ પાછો ન આવ્યો તે નજ આવ્યો

**ધર્મરાજા**--મનાવા ગયા છતા ન આવ્યો તો તેની મરજી

( અર્જુન આવે છે )

**અર્જુન**--મોટા ભાઇ ? આપની આજ્ઞાનુસાર પહેરામણી તૈયાર છે.

**ધર્મરાજા**--કૃષ્ણજી ? હવે સર્વે રાજાઓને પહેરામણી તમો સ્વહસ્તે આપો

**સર્વસભા**— **ગાયન.**

( મગળ કર ભવભય હર ) એ રાહ

નમીએ નાથ જોડી હાથ હે જગતપતી, લક્ષ્મી કાન્ત લાગી ધ્યાન કરી પુણ્યાહુતી—નમીએ

ભક્ત વત્સલ નાથ છો ત્યા ભક્તિવરી, ભક્તકાજ એમો આપ પ્રાણ પાથરી, સુખકારી, છો મોરારી, દુખ દ્યો હરી

ચરણે, શરણે, સ્મરણે, લક્ષ્મી કાન્ત ભાગે ધ્યાન કરે શાન્ત, પાવે શુભગતી—નમીએ.

ઘર્ણુશામ કૃષ્ણનામ, છે પ્રભુ ધર્યુ, જ્ઞાનબુદ્ધિ ધારી નેહ સ્વેત છે કર્યુ હરખ્યા પરખ્યા નીરખ્યા,

મોક્ષદાતા જગત્રાતા, પીતુ માતા દો રૂડી મતી—નમીએ,

રાજસૂયજ્ઞ કામ પ્રભુ પુર્ણ છે થયુ, એહ સર્વ આપની કૃપા પરે રહ્યુ

સકટ વાદળ સર્વ છે કૃપા થકી ગયુ, મનથી, તનથી, ચીત્તથી, ભક્તિ આપો કષ્ટ કાપો, ચરણે સ્થાપો, એહ વીનતી—નમીએ

( સર્વ રાજા નમન કરી જાય છે )

**કૃષ્ણ**—( પાચે પાડવો સમક્ષ ) ધર્મરાજા, એક શીખામણ દેવાની છે

**ધર્મ**—શી મહારાજ ! સુખેથી કહો

**કૃષ્ણ**—જુવો અતી અનર્થનું મુળ છે જુગાર, તે ખેલના કરવો વીચાર, કદાપી ખેલો તો શર્ત કરવી નહી, ને શરત કરો તો વ્હાલી વસ્તુ શરતમા મુકવી નહી, આટલી શીખ યાદ રાખજો

**ધર્મરાજા**—મહારાજ ! આપની શીખ નહી વીસરૂ

**કૃષ્ણ**—( પણ ભાવીભાવ બનનાર, ત્યા મનુષ્ય માત્ર લાચાર, ) લ્યો હવે રજા લઈશ

**ધર્મ**—સુખેથી પધારો

( સર્વે જાય છે )

---

## પ્રવેશ ૨ જો

---

**સ્થળ**— હસ્તીના પુરમા દુર્યોધનનુ વીચારભુવન

**પાત્ર**—દુર્યોધન અને શકુની

**દુર્યોધન**— **ગાયન**

છોડુ હવે નહી કુલટા એ નાર,
× × × × છોડુ૦
ગર્વ ઉતારીશ તારો હુ રડા,
મેહેણુ માર્યુ હવે નહી છોડનાર છોડુ૦

સુખે ન બેસવા દઉ કદીએ હુ,

× × × ×

ચિત્તમા અગાર વરસે અપાર,

બદલો લીધા વીણુ નહી છોડનાર, ડો૦

**દુર્યોધન**—હા ! એ દ્રુપદા નારનુ મેહેણુ આ કાળજામા આરપાર નીકળી ગયુ ? આ જ્વાળા કેવી રીતે સાંખવી ! હા ! હા ! ઠીક યાદ આવ્યુ, મામા શકુની સીવાય બીજો સાચો સલાહકાર કોઈજ નથી (બહાર બુમ પાડી) અરે કોઈ હાજર

**ચોબદાર**—હુકમ નામદાર,

**દુર્યોધન**—જા શકુની મામાને બોલાવી લાવ

**ચોબદાર**—મહારાજની આજ્ઞા (જાય છે)

**દુર્યોધન**—એ નાખણીએ ભરી સભામા મહેણુ માર્યુ પણ વીચાર ન કર્યો દુર્યોધનને સતાવી શુ સાર કહાડવાની છુ હા એ મેહેણુ તો એક તીરની માફક રૂવે રૂવે પ્રસરી રહ્યુ છે પણ જ્યારે તે નાખણીને તેના પતીસહ વનવન રખડાવુ, અને દુ ખમા મરાવુ નહી, ત્યા સુધી આ મનને શાન્તિ વળનાર નથી, અને લાખ ઉપાયે કદી છોડનાર નથી, બસ વેર વેર ને વેર

(શકુની આવે છે)

**શકુની**—દુર્યોધન ! મને અત્યારે બોલાવવાનુ કારણુ ?

**દુર્યોધન**—મામા ! કારણનુ શુ પુછો છો ? અંતરમા આરામ નથી, નીદ્રાનુ નામ નથી, રગે રગે વ્યાપી રહેલી વેરરૂપી

આ તે બુઝાવનાર તમારા વીના બીજો કોઇ કામ નથી, તેથી જ!

**શકુની**--એ કાંઈ સમજાયુ નહી ખુલ્લે ખુ'લ્લુ કહે તો સમજાય

દુર્યોધન--મામા! ખુ'લ્લુ શુ કહેવરાવો છો એ કુલટા'નુ નામ મને શીદ દેવડાવો છો ભરી સભામા દીધેલુ મહેણુ કાંઇ યાદ લાવો છો?

**શકુની**--અધના અંધ કહ્યા તે કે બીજુ

**દુર્યોધન**--હા, હા, મામા તેજ, તે મહેણુ કાળજાને સાલે છે, મનને મારે છે, અંતરની આગને વધારે છે, અંતરને પરજાળે છે

**શકુની**--પણ તેનુ શુ કરવુ! શુ બોલનારની જીભ બંધ કરવા ધારે છે?

દુર્યોધન--જ્યા સુધી તેનો બોલ્યો બોલ પાછો ન ફેરુ ત્યા સુધી આ ચિત્તને શાંન્તિ વળનાર નથી વ્હેરની આગ ટળનાર નથી, મનને સુખ મળનાર નથી અને વ્હેર લેવાનો નિશ્ચય કદી ફરનાર નથી

**શકુની**--કેવી રીતે?

દુર્યોધન--એ પાપી પીતરાઈઓ અને કુલટા વનવન રખડે એવી રીતે,

**શકુની**--પણ તે કેવી રીતે થાય?

દુર્યોધન--તમો સાચા સલાહકાર છો, તમારી અકલથીજ તે કામ સધાય તે ગોવાય તે કાર્ય થાય, તમો છો અકલના ભંડાર, કાઢો કાંઈ બુદ્ધી કે જેથી થાય કામ પાર

**શકુની**—(જરા વીચાર કરી) હા! હા! ઠીક યાદ આવ્યુ, યુક્તી છે તૈયાર, પીતરાઇ સાથે રમો જુગાર, શર્તથી જીતાડુ કે બેડો બસ પાર

**દુર્યોધન**—વાહ મામા? અક્કલના ભંડાર

**શકુની**—અરે એવી તો ડાદ'ક અકલ ભરી રાખી છે મારા પીતાએ મરતા મરતા કહેલુ કે મારા પાસળાના પાસા કરાવી રાખજે ને જ્યારે જરૂર પડે ત્યારે ઉપયોગ કરજે, તે પાસા જેમ તુ આપ ફેરવીશ તેમ ફરશે, અને ધાર્યા દાવ પડશે માટે પાન્ડવને કોઈ રીતે અહીઆ બોલાવ્ય, અને પછી સભામા બાજી મંડાવ તોતો પુરેપુરો ફાવીશ.

**દુર્યોધન**—પણ કવી રીતે બોલાવવા?

**દુર્યોધન**—તેમણે કર્યો રાંમાયગ્ન, તો તુ ધનુર્યાગ કરવાને બહાને નીમંત્રણ કરવા જા

**દુર્યોધન**—પણ મામા તે આવશે, મારાપર વિશ્વાસ લાવશે?

**શકુની**—કહેજે કે રૂષીમુની આવનાર છે અને મારી માતા પુજન કરવા બેસશે, એમ કહીશ એટલે તેઓ ધર્મના રાગી હોવાથી જરૂર આવશેજ

**દુર્યોધન**—એ યુક્તિ મામા સારી બતાવી પ્રથમ પત્ર લખીને અનુચર સાથે મોકલાવુ છુ, તેથી નહી આવે તો જાતેથી જઇને તેડી લાવુ છુ,

**ગાયન.**

(હવે ફાવ્યા છુ આવ્યો છે દાવ) એ રાહ,
હવે જોઉ છુ સાધ્યો છે દાવ તેડી લાવુ જગને ઉઠાર,

પછી વાળુ હુ દુષ્મન દાવ, દાવ ખાવા બનાવુ હુ સાવ,
રડા તને કરૂ પાશરી દોર, તોડુ તારો હુ સઘળો તોર,
બાજી રચી છે આ સનળી ઓર—હવે૦
રાણી કરી રાખુ હુ નીરાધાર, નિર્માલ્ય બનાવી તુજભર થાર,
તેડી લાવુ ઝટ કરૂ ન વાર—હવે૦

## પ્રવેશ ૩ જો

**સ્થળ**—ઇંદ્ર પસ્તમા પાન્ડવોનો મહેલ

**પાત્રો**—પાચે પાન્ડવો, કુતાજી—અનુચર.

**કુંતાજી**—( બહાર આવી ) દીકરા રસોઈ તૈયા છે, તમારે શી વાર છે ?

**ધર્મ**—ભીમસેન ન્હાવા ગયો છે તેનીજ વારેવાર છે

( અનુચર આવે છે )

**અનુચર**—( પત્ર આપીને ) હસ્તીના પુરથી દુર્યોધન મહારાજે આ પત્ર મોકલ્યો છે

**ધર્મ**—અરજુન ! વાચ તો પત્ર

**ગાયન.**

( કોણ છો તમે કયાથકી આવ્યા ) એ રાહ
સ્વસ્તી શ્રી ઇંદ્રપસ્ત ગામ, તમો માતા ભ્રાત જોડ હામ,
વાચુ ભ્રાત કરીને પ્રણામ, પ્રિત ધરી પધારો તમામ,
આદર્યો હમે ધનુર્યાગ, સર્વે સાથે મળ્યાનો લાગ,

## ગાયન

ભીમ— ગીતી

જાત્રાર્થ તેડ્યા કપટ રચીને દિલમાંહી મેં હોટું;
લાખાભવનમાં બાળ્યા, આપણુ જાગે તેવુ છે ખોટું.

## ગાયન.

રાગ ઉપરનો

ધર્મ—ગમોયગનમા આવ્યા, કૌરવ સઘળા ચારી મન રહું;
ગયા વીણુ કેમ ચાલે, શુ કરવાનો હતો તેહ કહું

ભીમ—ભાઈ તમે તો ભોળાને ભોળાજ રહ્યા,

ધર્મ—તારે ન આવવુ હોય તો તું અહીંઆ રહે, હમો સર્વ જઇશુ

ભીમ—તમને મુકીને માગથી કેમ રહેવાય અને દુશ્મનને ઘેર તમને એકલાને મોકલતા વીસવાસ પણ શાનો આવે કારણ કહેવત છે કે ( અનરથ થાય જતા સાન શુદ્ધિ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ )

ધર્મ—તુતો મહાનો વ્હેની ને વ્હેમી રહ્યો ( અનુચરને ) જા તુ આગળ જા ને કહેજે કે હમો સૌ આવીશુ

( અનુચર જાય છે )

ધર્મ—ભાઇઓ ચાલો જમી પરવારી આપણે પણ જવાની તૈયારી કરીએ

## ગાયન.

( ચાલો દર્શન ભોજન કરવા, )

ચાલો શ્રી મુની દર્શન કરવા, જઇને ધનુર્યાગના ભળશુ

યાગ વાંચ્યા સૌ આખે જોશુ, સ્થાપન દેવો નાય
પ્રભુએ રૂડી ધર્મ આસ્થા આપી બધુ માણ–ચાલો
યાગ પ્રસાદી લઈ ને કરવી, પવિત્ર ગદી કાય
બ્રહ્મ ઉચ્છિષ્ટ ઉઠાવતા પ્રિતે, પાતત પાવન થાય–ચાલો.
ધનુર્યાગનુ કાર્યજ રૂડુ આરભ્યુ નીરધાર,
બધવ સાથે હરખુ કરશુ, થાશે હર્ષ અપાર–ચાલા

## પ્રવેશ ૪ થો.

સ્થળ—રસ્તો જગલ

પાત્ર—પાચે પાન્ડવ-દ્રૌપદી-કુ તાજી

**ભીમસેન**—વડીલ બંધુ, હજુ પણ કહુછુ કે પાછા વળો આ અશુભ શુકન સુચવે છે તેનો વિચાર કરો

**ગાયન.** ગીતી

જુવો નાગ ડળડળતા, નાગ ઉતરે આડા ચિત્ત ધરીએ,
માટે વળો કહુ પાછા, અવશુકનથી કદી ન સચરીએ

**ધર્મ**—ભાઈ ભીમસેન તુ ગમે તે કહે, પણ આજે હમો પાછા વળવાના નથી, તેનથીજ

**ગાયન** ગીતી

**ધર્મ**—અવશુકન છો થાયે, ધર્મ કાર્યમા પ્રાણ ભલે જાયે,
ભલે દુખ પડ આવી, તો પણ પાછા ફરવાની નાયે

ગાયન

ગીતી

**ભીમ**—લેખ વધીના લખીઆ, ભુસાય તેની જરા નહી આશ;
લાખ પાણી ધરી સાબુ ધુવો કોલસા તજે ન કાળાશ.
(ભલે ચાલો જેવી મરજી)

---

## પ્રવેશ ૫ મો.

---

સ્થળ—દુર્યોધનની કચેરી

**પાત્ર**--કૌરવનુ રાજ્ય મંડળ પાડવો વગેરે-

**ધર્મ**—ભાઈ દુર્યોધન ! હજુ કેમ આવ્યુ નથી !

**દુર્યોધન**—ભાઇ ધર્મ ! સઘળી સામગ્રી તૈયાર છે રૂષી મુની પધારે એટલીજ વાર છે

**ધર્મ**--તમે તેડા મોકલ્યા છે !

**દુર્યોધન**—હા ભાઇ સઘળા આજ કાલ આવનામાજ છે. વારૂ ભાઇ નકામો દીવસ કેવી રીતે કાઢવો, ચાલો બાજી રમીએ.

**ધર્મ**— **બેત.**

અધર્મ કેરૂ મુળ, જાણો બાજીએ,
પેટ ચોળતા શુળ જાણો બાજીએ

**દુર્યોધન**-- આપે ગમ્મતમોજ, જાણો બાજીએ,
ક્યા ખેલવી છે રોજ, જાણો બાજીએ.

**બેત**

**ધર્મ**—એ બાજીને ન ખોદ, ઘણાના વળી ગયા,
વ્હાલામા નીરોવ, વ્હાલા દુશ્મન થઇ ગયા
તજી વામને ગામ, વન વન ભમતા થઇ ગયા
એ બાજી રમનાર અન્ન ને દાતને વેર થયા

**દોહરો.**

**દુર્યોધન**—જેહ વર્ણવ્યુ આપ તેહને જુગાર જાણો,
આ તો નાડી જુગાર ખાલી મન્મન પરમાણે

**શકુની**—આણો નહી વીચાર ધર્મરાજા કાંઇ વેલા,
મનને આનંદ કાજ બે ઘડી બાજી ખેલો

**ધર્મ**—( છત્રપતીને દુભવવો તે ખોટુ, આપણે ક્યા જુગાર ખેલવો
છે તે ભય છે ) બહુ સારૂ છત્રપતી ચાલો દાવ નાખો.

**છત્રપતી**—ધર્મ પ્રથમ તમોજ પાસા નાખો ( ધર્મ પાસા લઇ )
ચાર ત્રણ સાત પડ જીત તમારી,
તણ ત્રણ છ પડે જીત હમારી
( ધર્મ પાસા નાખે છે )

**ધર્મ**—(ચાર તણ સાત પડેલા જોઇ) લ્યો ભાઇ હુ જીત્યા
હવે લ્યો છત્રપતી તમો પાસા નાખો
( છત્રપતી પાસા લેઇ )
ચાર પો પાચ પડે જીત તમારી,
ત્રણ પો ચાર પડે જીત અમારી
( દુર્યોધન પાસા નાખે છે)

**દુર્યોધન**—( ત્રણ પો ચાર જોઇ ) લ્યો ભાઇ તમો જીત્યા હવે તમો પાસા નાખો ( ધર્મ પાસા લેછે ) ભાઇ ધર્મ આમ ખાલી રમવામા કાઇ ગમ્મત પડતી નથી, માટે કાંઇ શરત કરો

**ધર્મ**--( પોતાની જીત જોઇ ) જેમ તુ કહે તેમ પણ ફક્ત પાચજ દાવ રમીશ

**દુર્યોધન**—જો હુ હારૂ તો આ હસ્તીનાપુરની ગાદી તથા તમામ દ્રવ્ય તમોને આપુ, ને જીતુ તો તમારી ગાદી તથા ધન હુ લઉ અને જે હારે તે બાર વરસ વનમા જાય

**ધર્મ**--કબુલ

**દુર્યોધન**-- ૭ ચાર દસ પડે જીત તમારી,
૭ તણ નવ પડે જીત હમારી

( ધર્મ પાસા નાખે છે )

**ધર્મ**--ભાઇ તેમા ના માટે ઉતાવળો થાય છે, હજી તારી સાથે શરતના બીજા ચાર દાવ બાકી છે

**દુર્યોધન**--બહુ સારૂ તૈયાર છુ

**ધર્મ**—આ બીજા દાએ ભીમ અને અરજુનને મુકુ છુ જો હુ જીતુ તો મારી તમામ હારેલી મીલકત સાથે તમારી મીલકત અને રાજપાટ હુ લઉ, ને હારૂ તો ભીમ અને અરજુન બને તમારી સેવામા રહે

**દુર્યોધન**--કબુલ

ચાર ચાર આઠ પડે જીત તમારી
છપો સાત પડે જીત હમારી

( ધર્મ પાસા નાખે છે )

જુવો જુવો છપો સાત બીમ અરજુન હાર્યા !

ધર્મ—હા હા ભાઇ કબુલ, પણ હજી બાજી ત્રણ બાકી છે આ બીજા દાવ ઉપર સેદેવ અને નીકુળને મુકુ છુ (પાસા લેછે)

દુર્યોધન—બહુ સારૂ

છછ બાગ પડે જીત તમારી

છ ચાર દશ પડે જીત હમારી

( ધર્મ પાસ નાખે છે )

જુવો જુવો છ ચાર દશ હમે જીત્યા

ધર્મ—ભાઇ હજુ ઉતાવળો શા માટે થાયછે, હજુ દાવ બે બાકી છે

દુર્યોધન—ભાઇ આ દાવ ઉપર શુ મુકો છો

ધર્મ—હુ પોતે જો હુ જીતુ, તો હારેલુ તમામ સાથે તારૂ રાજ્ય પાટને રિદ્ધિ સીધી હુ લઉને હારૂ તો તારી શેવામા રહુ (પાસા લે છે)

દુર્યોધન—બહુ સારૂ

ચાર તણુ સાત પડે જીત તમારી

ચાર પો પાચ પડે જીત હમારી

( ધર્મ પાસા નાખે છે )

જુવો જુવો ચાર પો પાચ ? હવે તમે પાચે ગુલામ થયા

ધર્મ—ભાઇ હજુ ઉતાવળો શા માટે થાય છે, હજી એક દાવ બાકી છે.

દુર્યોધન—હમો કયા ના પાડીએ છીએ હવે તમારી પાસે દાવમા મુકવાને છે શુ ?

ધર્મ—તેનો જ વીચાર કરૂ છુ,

**દુર્યોધન**--શાનો કરે છે વીચાર દાવમા મુકો રૂપાળીનાર

**અર્જુન**-બંધુ ગજબ થાય છે, નેવના નીર મોભે જાય છે

**ધર્મ**—ખરૂ કહો છો ભાઈ પણ હુ પાચ બાજી રમવાનુ બોલ્યો, ને વચન કેમ જવા દેવાય ધર્મનો બોલ ન પળે તો પૃથ્વી રસાતાળ જાય

છપ્પો

**ભીમ**—પીતુ વચનને કાજ, રામ વનમા સીધાવ્યા,
છોડયુ મળતું રાજ, લેશ મન શક ન લાવ્યા,
તેમ આપ વચન વડીલ વેચો વેચાવો
સ્નેમેપાળો બોલ ઉર શકા નવ લાવો
જેવા લક્ષમણ વીર, આણ બધુ નહી લોપતા
તેવાજ જાણો વીર, બધુ ચારજ ઓપતા

**દુર્યોધન**--કેમ હવે કેટલી વાર ? બીજુ કાઇ દાવમા મુકવા રહ્યું નથી, હવે મુકો એજ રૂપાળીનાર

**ધર્મ**—હા હા એજ સતી દ્રૌપદીને દાવમા મુકુ છુ થા તૈયાર

( પાસા લે છે )

**દુર્યોધન**--ચાર પો પાચ પડે જીત તમારી
છ પો સાત પડે જીત હમારી

( ધર્મ પાસા નાખે છે )

**જુવો જુવો છ પો સાત? હમો જીત્યા હવે લાવો એ રૂપાળી નાર.**

**ધર્મ**--( હાય રે ધર્મ, ફુટયા કર્મ ) સર્વે કપાળે હાથ દઈ અફસોસ કરે છે

**દુર્યોધન**—હવે અફસોસ શા માટે કરો છો, તમો સર્વે બદનામ છો, આજથી જીતાયેલા દાસ ગુલામ છો ( દુશાશનને ) ભાઈ દુશાશન થા તૈયાર, સભાની વચમાં પકડી લાવ એ કુલટા નાર

**ભીમ**—હાય ! શું કરૂં, વડીલની આજ્ઞા નથી, નહીતર પાપીને જીવતો ન છોડું

**દુર્યોધન**—એ તો જાણ્યું કે તારામાં કેટલો દમ છે, આજના જીતાએલો દાસ ગુલામ છે ( દુશાશનને ) થા તૈયાર અને આ સભાની વચમાં લાવ તે કુલટા નાર ને સીધી રીતે ન આવે તો ચોટલો પકડીને ખેંચી લાવ

**દુશાશન**—જેવી વડીલ બંધુની આજ્ઞા ( જાય છે )

**વીદુર**—દુર્યોધન ! આ ખુરૂ થાય છે, કુલાંગાર

**દુર્યોધન**—મારી જીતાયેલી વસ્તુને ગમે તે કરૂં, તેમાં વચ્ચે પડવાનો તમને શું અખ્તીઆર છે

**વીદુર**—સતીઆને દુઃખ દેવું એવોજ તારો વીચાર છે, પણ જો-જે કે સતીને સતાવ્યામાં શું સાર છે ? સત્યનો સહાયક સાચો કીરતાર છે, નોધારાનો તે આધાર છે,

( જાય છે )

**દુર્યોધન**—ઠીક છે જોઉછું કે કોનો આનાર છે, ને તેને સહાય કરવાવાળો કોણ તૈયાર છે

( પડદો પડે છે )

---

## પ્રવેશ ૬ ઠો

---

**સ્થળ**—દ્રૌપદીનો મહેલ

**પાત્ર**—દ્રૌપદી, સખીઓ પાછળથી દુશાશન

**સખીઓ**—બ્હેનો દ્રૌપદી નિદ્રાવિન છે, માટે આવો આપણે કાંઈ ગાઈને ગમ્મત કરીએ

**સખી**—શું ગાઈશું

**સખીઓ**—કાર્તિક નીતીનુ ગીત ગાઈએ

**ગાયન.**

સાખી,

**સખી**—સરદ પુનમનો ચાંદની જામે રસ ઝણકાર,
ખીલે જેવા પોયણા તેમ હરખે સતીનાર

**સર્વ**—રાતલડી રળીયામણી હો પ્રીતમજી
કેવો ચાંદલીઓ ઉદાર પ્રકાશે રૂડારે હો પ્રીતમજી,
પતીવ્રતા સતી સાધવી તેના સુખ ભંડાર,

સજે નાખ્યા ખતથી આ રજની મોઝાર,
પ્રેમ કરી પતી ઉપરે પતી પ્રિતમજી
છે આજે આનંદ અપાર પ્રાણાધારે પતી પ્રીતમજી

**દ્રૌપદી**—( ઝબકીને ઉંઘમાથી એબાકળી ઉઠે છે ) અયે ! અરે !

**સખીઓ**-( પાસે આવી ) બ્હેન ! બ્હેન ! શું છે ?

**દ્રૌપદી**—બ્હેનો મને એક નઠારૂ સ્વપ્નુ આવ્યુ

**સખીઓ**-એવું તે શું સ્વપ્નુ આવ્યુ, કે તું એકદમ ચમકી

**દ્રૌપદી**--સખીઓ કાળજુ કપાઈ જાય છે, જીવ ઉથલપાથલ થઈ જાય છે સ્વપ્નથી મન મુઝાય છે

**સખીઓ**-બ્હેન દ્રૌપદી તે સ્વપનુ હમોને જણાવી તમારો હૃદય ભાર હલકો કરો, જેથી તમને શાન્ત વળે

**દ્રૌપદી**--જુવો સાભળો

**સ્વપ્નુ**

**દ્રૌપદી**-સખી વાત સુણો મુજ સ્વપ્ન તણી, અકળાઉં મુઝાઉ મન ઘણી,
રમ્યા દ્યુત જાણે પતી મુગટ મણી, કરી શરતને દ્યુત રમાય ખરે

**દ્રૌપદી**—વિનવે નીજ બંધવ પ્રેમ ધરી, પણ વડીલ ન માને મન જરી,
શઠ રાજ્ય સમૃદ્ધીની હોડ કરી, હાર્યાં સમૃદ્ધી સૌ જાય અરે.

**સખી**—પછી

**દ્રૌપદી**—આજે હોડે બંધવ ધાર્યાં, વાર્યાં પણ તે ન રહ્યા વાર્યાં,
ત્રાજે બીજા બાંધ વધાર્યાં, બાંધવ સૌ હારી જાય અરે

**સખી**—પછી

**દ્રૌપદી**—ચોથે નીજ કાયની શરત કરી, રમીયા પતી અંતર પ્રેમ ધરી,
પણ નશીબતણી છે ગતીજ ફરી, હારીને થયા પાયમાલ અરે

**સખી**—પછી

**દ્રૌપદી**—શરતે ધરવા નહી પાસ રહ્યુ, પછી પ્રિયા ઉપર પતી ચીત્ત ગયુ.
સૌ ભાન શરીરનુ ગયુ વહ્યુ, વિધી અંક લખ્યા શુ કદીએ ફરે

**સખી**—પછી

**દ્રૌપદી**—મુકી શરતમા મુજને તેણે સમે, હાર્યાજ જુગારી બમણું રમે,
સખી જાઓ કહો પતીને જઈ તમે, આવુ અવળુ નવથાય અરે.

**સખી**—પછી

**દ્રૌપદી**—હાર્યા પતી મુજને દ્યુત મહી, દુષ્મન રીઝયો નીજ મન મહી,
મોકલીયુ તેડવા મુજને અહીં-મમ કાળજ કપાઈ જાય અરે

**સખીયો**—બ્હેન એ તો આળપપાળ, ધર્મરાજા દ્યુત રમે, તે તે કદાપી બને

**દ્રૌપદી**—સખીઓ મારૂં જમણુ અંગ ફરકે છે, કાળજુ ધડકે છે, માટે જરૂર કાંઈક અમંગલ થવુ જોઇએ

( એક દાસી દોડતી આવી )

**દોહરો.**

પાપી આવે સાવધ થાઓ,
શીયળ સાચવો નહિ ગભરાઓ,
થયો નગરમા હાહાકાર,

પાન્ડવ હાર્યા દ્રૌપદી નાર

(દ્રૌપદી સુરંગમાં પડે છે ]

દાસીઓ--મા ! બા ! મનને વાળો, નીયળ સભાગે

(દુનાશન આવે છે )

ગાયન. બગારી-માખી

દુશાશન-ચાલો ચાલો ભાભી ઓ માગી, લાવોન હર્ષ અપાર
સભા માહી તેડ દુર્યોધન, કરવાને નીજ નાર,
ચાલો ઝટ મમ નગે, એમો છત્રપતી રીઝગે

ગાયન.

રાગ ઉપન્નો

દ્રૌપદી--આવુ બોલવુ ઘટે ન તમને, કુળમાં કલંક લાગે,
મર્યાદ મુકી કરો મશ્કરી, બોલ હૃદય બર્છી વાગે,
હોય પતી આ વાગી, છોડે ન ભીમ નાખે માગી

દુશાશન-કરે શુ પાડવ રાંક બની બેઠા બીચારા,
બાજીમા જીતાએલ છે ગુલામ હમારા

દ્રૌપદી—હશે બન્યા ગુલામ તો તે બેઠા છે તહી
શા કાજ પાપી આવીઓ અમ ઉતારા મહી,

દુશાશન-જીત્યા છે દ્રૌપદી નાર મુક્યો તેડવા અહી,
તેડે છે દુર્યોધન તને ભરી સભા મહી

દ્રૌપદી—હુ સત જેની જાત પત્ની પાન્ડુ કુળ વધુ,
ભીમ બડવીર રોગારો દ્રૌપદનુ કુળ બધુ,

**દુશાશન**-મુકી લવારો આ બધો, ઝટ થા તૈયાર તુ,
પકડીને હાથે ચોટલો ઘસડી જવાનો હુ,
દીધો છે દુર્યોધન હુકમ ઘસડીને લઈ જવા,
ભરી સભા તુજ પતી સમક્ષ લાજ લુટવા,
(દ્રૌપદીનો હાથ પકડે છે)

**દ્રૌપદી**—છુ રજસ્વળા હુ નહી વસ્ત્ર એકે,
અડીશ નહી ઓ પાપી રહે છેટો તીનેકે,

**દુશાશન**-ભલે રજસ્વળા હો કે હો શુદ્ધ અંગે
ખેચી લઈ જવાનો નક્કી મુજ રંગે

**દ્રૌપદી**—લેતા સતીની લાજ, કઇ પાયમાલ થઇ ગયા
લેતા સતીની લાજ, હાલ બેહાલ થઇ ગયા,
લેતા સતીની લાજ, રાવણ સમ રોળાઇ ગયા,
પુછી આવને ઇંદ્રને ચંદ્ર, કેવા હાલ છે થયા

**દુશાશન**-રોળાયો રાવણ રાય, કારણ જે સીતા અતી
નહોતી એ કુલટા નાર, ધાર્યો રામ એક પતી,
દુખ પામ્યા ઇંદ્ર ચંદ્ર, કારણ જે અહલ્યા સતી,
તેને પતી રૂપી એક, કુલટા ત્હારે પાંચ પતી

**દ્રૌપદી**—વડીલ ભ્રાત પત્નિ, જે તુજ માત જેવી,
તેને ઓ નરાધમ, તે કુલટાજ કેહી,
ખરે છુ હુ ઉમયા, કૈલાસ પતી દાર,

એક જ જીવ સ્વરૂપ છે, પતી પાચ મારા

**દુશાશન**–જોઇ રૂપ ઉમયા, તુ કુલટા ઓ નારી,
વદી વેણુ જે તુ, આ વખતે વીચારી,
દાખવજે તુ દૈવત, સભામા તે વારી,
સભા ભરમા લુટાય, લજ્યા જ્યા તારી

**દ્રૌપદી**—શા માટે ગુજારે જુલમ બધુ તારો,
નથી કઇ ગુન્હો કે અપરાધ મારો

**દુશાશન**-ગુન્હો મ્હોટો એજ અધિક તે રૂપ ધર્યુ છે,
એ રૂપે વાળ્યો દાટ છત્રપતી ચિત્ત હર્યુ છે

**દ્રૌપદિ**--એ રૂપમા ભસ્માસુર આપે, ભષ્મ થઇ ગયો,
એ રૂપમા રાવણ, લકા સહ રોળાઇ ગયો
એ રૂપમા જો ચદ્ર, શસ્ત્ર ભગ થઇ ગયો
મહાર કૌરવ કુળ, એ રૂપમા રમી રહ્યો

માટે માન ભલા ભાઇ માન (દુશાશન ચોટલો પકડી ખેચે છે)

**બેત.**

સતીને સતાવતા, ઘણાનુ નીકદન છે ગયુ,
સતીને સતાપતા, ન કોઇનુ રૂડુ છે થયુ
સતી શ્રાપથી પાયમાલ, કાનુ રહેશે નહી રહ્યુ,
છેવટનો બોલુ બોલ, પાપી માન કોઇ કહ્યુ

**દુશાશન**—નહી માન નક્કી, તુ છકેલ નારી,
ગ્રહી કેશ ખીચુ ખરે હુ આ વારી

**દ્રૌપદી**--દઉ શ્રાપ હુ છઉ છતી સાક્ષી શ્રી કીરતાર,

એ પાન્ડવ હાથે થશે, હૌય કુરૂ પ્રહાન
(દુશાશન ચોટના પકડી ખચી જાય છે)

# પ્રવેશ ૭ મો.

**સ્થળ**--દ્વારકામાં કૃષ્ણના મહેલ
**પાત્ર**--કૃષ્ણ-રૂક્ષમણી

**કૃષ્ણ**--પ્રિયા' આઠ રાણીઓથી જે આનંદ મને મળે છે, તેથી અધિક આનંદ તમારાથી મળે કે તમારી સેવાની અવધી ?

**રૂક્ષમણી**-મહારાજ એતો જાણ્યું આજે જે વચનો આપ મારી પાસ બોલો છો, તેજ વચનો પાછા કાને સત્ય ભામાને કહેશો તમારી ચાતુરીની અવધી છે

**કૃષ્ણ**--ના પ્રિયા' સાચુંજ કહું છું

**રૂક્ષમણી**--હાહા' તમારી ઠગાઈ બધી હું જાણું છું

**રૂક્ષમણી**-- **ગાયન**

નાહર વ્હાલા પ્રિતમજી છોગાળા
જાણું છું ઠગારા ઓ લાલા,-નાહર
જોઈ જોઈ તમારી મેં ચતુરાઈ,
બધ નારી બોલેથી હું ઠગાઈ,
ઠગાઈ નીત્ય કહાના, જાણ્યા મેં નવ બ્હાના,
રસ ઘેલા, રંગીલા, ઠગારા, ધુતારા-વાહરે

નીત્યે બનાવો મને ખોટી ઉડાવોરે,
વાવા વ્હાલા મને ખોટી ઉડાવોરે,
જાણુ છુ નદલાલા, સર્વે તમારા ચાળા,
નદલાલ, છો વ્હાલા, છબીલા, છોગાળા—વાહરે
(કૃષ્ણ ચકે છે)

**રૂક્ષમણી**—ખમા મારા નાથને ! પ્રાણ પ્રભુ કેમ ચમકયા !

કૃષ્ણ—અરે ! ગજબ ! ગજબ !

**રૂક્ષમણી**—પણ છે શુ ?

કૃષ્ણ—પ્રિયા ! બ્હેન દ્રૌપદી ઉપર દુખનુ વાદળ તુટી પડ્યુ છે મે પાન્ડવોને પ્રથમ કહેલુ કે તમો રમશો નહી, ને રમો તો વ્હાલી વસ્તુ મુકશો નહી, પણ ભાવીભાવ બનનાર ત્યા મનુષ્ય માત્ર લાચાર

**રૂક્ષમણી**—પણ મહારાજ છે શુ ?

કૃષ્ણ—બ્હેન દ્રાપદી ઉપર દુષ્ટ કૌરવો જુલમ ગુજારે છે તેમાથી મારી છોડવવા સતી મને સભારે છે

**રૂક્ષમણી**—પાન્ડવ જેવા પતી છતા દુષ્ટ કૌરવોના ભાર શા છે, કે દ્રૌપદી સામે આગળી પણ કરી શકે

કૃષ્ણ—પણ પાન્ડવાને શકુનીએ છેતરી રમાડ્યા જુગાર, તેમા હાર્યા એ દ્રૌપદી નાર

**રૂક્ષમણી**—જાઓ જાઓ નાથ એ સતીને એકદમ બચાવો જો એ સતીનુ અનર્થ થશે, તો તમારૂ ભક્તવત્સલ નામ ભુસાઇ જશે, દીનબધુ નામ ડુબી જશે, માટે એકદમ સીધારો

કૃષ્ણ—હા ! સતીને પાપી સભામા લાવ્યો છ, તે તેની લજ્જા લેવા ધારે છે સતી મને સભાળે છ આવુ છુ બ્હેન દ્રૌપદી આવુ છુ, તારૂ રૂણ જે નવના નવાણુ ચીર છે, તે લાવુ છુ, તને બચાવુ છુ

( કૃષ્ણ જાય છે )

રૂક્ષમણી—હે સત્ય સહાયક ! તે સતીને મદદ કરી થાઓ, ને તેને સતાવનાર પાપીનુ નીકદન જાઓ

( જાય છે )

---

## પ્રવેશ ૮ મો.

---

સ્થળ કૌરવ સભા

પાત્ર—રાજ્ય મડળ દ્રૌપદી કૃષ્ણ વિગેરે

દુર્યોધન—મામા ! હજુ એ રડાને લઇને દુશાશન કેમ આવ્યો નહી !

( દુશાશન આવે છે )

દુશાશન—ભાઇ છત્રપતિ હુ આવ્યો છુ એ રડાને લાવ્યો છુ.

દુર્યોધન—તેને સભાની વચમા લાવીને ઉભી રાખો ( દ્રૌપદીને સભા વચમા લાવે છે )

દ્રૌપદી—ઓ પતી ધર્મ ! આ કેવો અધર્મ !

દુર્યોધન— અરે શુ જુવો છો એ રડા એ મેહણુ માર્યુ છે ને હજુ રીસ ગૌ નથી, ભાઈ દુશાશન ! એ રડાને નગ્ન કરે

( દુશાશન પાસે આવે )

**દ્રૌપદી**—ઓ પીતા ધૃતરાષ્ટ્ર ? દાદા ભીષ્મ ! મને ન્યાય આપો અન્યાય થાય છે, સતીની લાજ લુટાય છ

**ભીષ્મ**—સતી શી બાબતનો ન્યાય માગો છો ?

**દ્રૌપદી**—દાદા મારા પાચ પતી હારી ગયા પછી તેમનો મને રાજસભામા મુકવાનો હક્ક બીલકુલ રહ્યો નથી

**ભીષ્મ**—સતી આવો ખોટો ન્યાય હમારાથી થવાનો નથી, ગમે તે સ્થીતીમા હો, પરતુ પતીનો હક્ક સ્ત્રી ઉપરથી કોઈ રીતે નાબુદ થતો નથી, તેથી લાચાર

**દ્રૌપદી**—દાદા ! તમો પણ આમજ કહેશો ( દુશાશન સતીનુ ચીર ખેંચે છે ) ઓ બાણાવળી પતી અર્જુન ! ઓ ગદાધારી પતી ભીમસેન ? મને બચાવો, બચાવો, ધર્મનુ ધરખોળ થાય છે, સતીની લાજ લુટાય છે દુષ્ટો મનમા રાજી થાય છે

**ભીમ**—હાય ? નથી જોવાતુ ! ( ગદાને ) હે ! ગદાદેવી ! તારૂ શુરત્વ ક્યા ગયુ ? હા ! પણ વચન બંધન વાગે છે નહીતો એ પાપીઓના એક પલકમા પ્રાણ હરણ કરૂ સતી ! સતી ! નીરૂપાય ! નીરૂપાય !

**દ્રૌપદી**—નાથ તમો પણ તેમજ કહેશો હવે સતીનુ બેલી શ્રીહરી શીવાય કોઇજ નથી. નાથ ધર્મબધને બંધાયા છે, પાપીના પરભવના પાપ પુરા સંધાયા છે હુ સતી સભાની વચમા પાચે પતીની સમક્ષ સોગન લઈને કહુછુ, કે આ છુટી વેણીમા પાપી દુશાશનનુ રૂધીર સીચાશે

નહી, ત્યાં સુધી તેલ મારી વેણી બંધાશે નહીં, અને ત્યાં સુધી કોઇથી આ સતીના શરીરને બેટાશે નહી

**ભીમ**—ડબુલ ડબુલ સતી ડબુલ એ પાપીને રણમાં રોળી તેની છાતી ચીરી તેના રૂધીરનુ પાન ન કરૂ, ત્યાં સુધી તને નહી ભટવાની પ્રતીજ્ઞા લઉછુ

**ભીષ્મ**—દુર્યોધન ! માન માન ભાઇ માન જરા ઉચુ નીહાળી જો ! સુર્ય ઝાંખો દેખાય છે, દહાડો ધુધળો જણાય છે, એ સઉ અશુભ ચીન્હો છે તે વીચાર કરી જો, સતી-ની લાજ લેવામાં સાર નહી કાંઇ

**દુર્યોધન**—દાદા ! તમારો શો અખતીઆર છે, જાણોછો કે સભા-મા જીતાએલ વસ્તુનો જીતનારજ મુખ્તીઆર છે

**ભીષ્મ**—કુલાંગાર ! તારૂ નશીબજ તને ભુલાવે છે, ( ન માને કશુએ જતા સાન શુદ્ધિ, વિનાશકાળે વીપરીત બુદ્ધી ) જો એ સતીની લજ્જા જશે, તો હમે દાંતે જીભ લઇશુ, હવે તારી નજરમાં આવે તેમ કર

**દુર્યોધન**—દુશાશન ! શુ જોઇ રહ્યો છે, પ્રથમ એને નગ્ન કર, પછી મારા ઉછંગે બેસાર

**દ્રોપદી**—હારા ઉછંગે હુ સતી કદાપીકાળે બોસુ નહી, તારા એજ ઉછંગે મારા પતી ભીમસેનની ગદા બેસશે અને તારો પાપી પ્રાણ જશે, એ હુ સતીનો શ્રાપ છે.

**ભીષ્મ**—લે ! હવે સાર કાઢયો,

**દુર્યોધન**—અરે ! એ કુલટાનો શ્રાપ તે કદી લગનો હશે ?

દ્રૌપદી— **દોહરો**

દઉ શ્રાપ હું છઉ સતી, સાંભળ શ્રી કીરતાર
એ પાન્ડવ હાથે થજો કૌરવ કુળ સંહાર
લે પાપી હવે ત્હારે કરવું હોય તે કર, સતીની સત્ય મહા-
યક શ્રી શામળીઆની મને પુરણ સહાય છે, ભક્તની
ભીડ ભાગનાર ભગવતનો મને પુર્ણ ભરૂસો છે,

**દુશાશન**-(ચીર પકડી) જોઉછુ, કીયો ભગવત તારી સહાય કરેછે,

દ્રૌપદી— **સ્તુતી.**

સત્ય સહાયક શ્રીહરી, તમો આવો સતીની વારે
તમો આવો સતીની વારે
પ્રભુ સાચી છે તુજ સહાય, તુરત પ્રભુ આપ પધારે,
પ્રભુ સહાય કરે આ દાસ, અન્ય કામો સૌ ત્યાગો
ગણી સાચી ભગિની ભ્રાત પ્રભુ નીદ્રાથી જાગોરે, જાગો
નથી કોય પતી પ્રાણ (૨) બેઠા ધર્મ બંધન ધારી
બંધન ધારી,

નથી નાથ કાંઈ અજાણ, વારે આવો વીચારી,
દુખણી દુખે ડુબેલી નથી વીણ તુજ બેલી,
વીનતી આ છેલી વેલી, બની દુખથી હું ઘેલી,
રજસ્વલા દુર બેઠેલી પાપી લાવ્યો ધકેલી,
વારે આવો આવેળી, જાણી નોધારી વેલી,
દુષ્ટજ ઉભો પાસ ( ૨ ) લેવાને લજ્જા મારી લજ્જામારી,
હે ભ મો સાચો નાથ, નકી લેશો ઉતારી

કૌરવ કર્મચંડાળ ( ૨ ) દુષ્ટ છે કપટી કામી, કપટી કામી
ત્રોડો તેનો તોર, પધારો ગરૂડા ગામી, રે ગામી

( દુશાસન ચીર ખેંચે છે, )

જોતા પાંચ ભર્થાર ( ૨ ) લજ્જા તે લેવા વારે, રે ધારે,
સત્ય સહાયક દીન સતીનું નામ વધારે,

પ્રભુ પધારો પ્રિતે પ્રેમ ધરી, સત્ય સહાયક છો પ્રભુ સત્યહરી,
જો સભામાં સતીની લજ્જા જશે, સતી પ્રાણ જશે, તુજ હાંસી થશે
હળધર વીરા વ્હેલા આવો, સતી લાજ જતી પ્રભુ બચાવો
ચીર ખેંચતા નાથ ( ૨ ) આબરૂ મારી જાશે મારી જાશે,
એ વીચારો વીઠલનાથ, બેઠી એક તારી આશે
છો સતી સુખ દાયક દેવ, અશરણ શરણ સ્વામી ત્રોડો

( સતી અંતર ધ્યાન થાય છે )

**દુર્યોધન**—અરે ! આતો અજબ એ શાખણી ક્યાં ( શકુનીને ) મામા ! જોયું જાદુગરણીનું જાદુ, આવું એક પણ ચીર મારા ધરમાં નથી

**ભીષ્મ**—અભાગીયા ! હજુ પણ સાન ન વળી ( હવે તેને જાદુના નામથીજ ભમાવાદે ) આ ચીર તારા ઘરમાં રાખીશ તો તારું નીકંદન નીકળી જશે માટે તે નવમાં નવાણું નહી મા એકેકુ પધરાવી દે

**શકુની**—દુર્યોધન ! આ ભીષ્મ દાદા કહે છે તે પ્રમાણે કર

**દુર્યોધન**—પણ એ ગઇ ક્યાં !

**ભીષ્મ**—એ જાદુગરણી તારા ઘરમાં આવશે, તો તારૂ સત્યાનાશ

કાઢી નાખશે, માટે પાન્ડવોને નાપી દે, ને પાન્ડવોને વનવાસ જવા માટે આજ્ઞા આપ,

દુર્યોધન—દાદા જુગારમા જીતાએલી નાર હુ એ પાન્ડવોને પાછી આપુ છુ, અને દેશવટો જવાની આજ્ઞા કરૂ છુ, પણ એક શરતે,

ભીષ્મ—કઈ!

દુર્યોધન—બાર વરસ વનમા જાય, અને તેરમુ વરસ ગુપ્ત રહે, પરન્તુ તેરમા વરસમા હુ તેમને છતા કરુ, તો ફરીથી બાર વરસ વનમા જાય એ શરતે હુ દ્રૌપદી પાછી આપુ.

ભીષ્મ—બહુ સારૂ તેમ કરી

દુશાશન—પણ ગરજ માટે કપડા બદલી, ભગવા પહેરી તૈયારી થાઓ।
( સતી આવે છે )

ધર્મ—બહુ સારૂ ( બારે ભાઈઓને ] બધુ! સતી ચાલો ભગવા પહેરી તૈયાર થઇ પછી દાદાની આજ્ઞા માટે આવીએ
[ લુગડા બદલવા જાય છે ]
( સુભદ્રા તથા કુતાજી આવે છે )

કુતાજી—( વીદુરને ) વીદુરજી! મારા પુત્રો કયા!

વીદુર—બાબી પાપીએ કપટથી ઘુત રમાડી હરાવ્યા અને વનવાસ મોકલે છે તેઓ કપડા બદલવા ગયા છે,

કુતાજી—દ્રુપદી?

વીદુર—દ્રૌપદી પણ સાથે જવા તૈયાર થઇ છે ને સતીને સતાવવા મા પાપી પાછો પડ્યો નથી પણ ભગવાને તેને સાક્ષી

વી'રી છે, નફ્ફટ પાપી એ આબરૂ દેવા તૈયાર થયો હતો

કુંતાજી—શુ મારા પુત્રો સતી દ્રૌપદી સહવનમા જશે !

વીદુર—હા ભાભી જવાના લખ્યા લેખ મીથ્યા થાય છે નામચંદજી જેવા એ વન ગેચ્યુ છે, તો પાન્ડવ કાણુ હીમાબમા ન-ગીમની બલીહારી છે

કુંતાજી—હાય ! હાય ! ત્યારે મારૂ, સુભદ્રાનુ અને બાળક અભેમાન્યુનુ શુ થશે ! હમો પણ સાથેજ જવાના

વીદુર—ભાભી ધીરજ ધરો, આમ અધિરા નહી થાઓ, જુવો તમારા પુત્રો તથા સતી આવે છે

( પાચ પાન્ડવો તથા સતી આવી કુન્તાજીને તથા વીદુરને પગે લાગે છે )

વીદુર—બેટા તમારૂ સારૂ થશે, એવી મારી અતરની આશીશ છે

કુંતાજી—દીકરા ધર્મ ! સુખ દુ:ખના સાથી દીકરા ભીમસેન ! ધનુ-ધધારી દીકરા અર્જુનજી ! દીકરા સેહેદેવ ! વરણાગી દીકરા નીકુળજી ! મારા ઘરને દીપાવનાર દીકરા દ્રૌપદી ! તમો વનવાસ સીધાવો છો, પણ આ ગરીબ દુખીઆરી માતાની કાંઈ દયા લાવો છો ? વધુ સુભદ્રા અને બાળ પુત્ર અભેમાન્યુની કાંઇ દયા લાઓ છો ?

ધર્મ—માતાજી ! ઇશ્વર શીવાય કોઇ કોઇનુ બેલી નથી ઇશ્વર સર્વનો સહાયકાર છે દુખીનો તે મદદગાર છે

કુંતાજી-ધર્મ— ગાયન.

( રાજા સા શેના કોણ કરશે )

દીકરા કોણ હમારૂ બેલી, વનમા જાઓ હમોને મેલી,

દુશ્મન દળમાં ધકેલી, વાડ વીણુ કરો નોધારી વેલી;

અવર તુમ વીણ આશ્રય કોનો,
**ધર્મ**—સાચો આશ્રમ જગત પીતાનો,
**કુંતા**—દુશમન હળ વસવુ શી પેરે
**ધર્મ**—ડાડા ભક્ત વીદુરજી ઘેરે,
**કુંતા**—વનમા સહેશો કષ્ટજ ભારી,
**ધર્મ**—રૂપીમુની સેવન અતી સુખકારી,
**કુંતા**—તાટ તાપ કેમ સહેશો ભારી,
**ધર્મ**—સત્ય બેલી પ્રભુ જુવો વીચારી
**કુંતા**—તુમ વીણ હુ વેરી, દીકરા તુમ વીણ હુ વેરી—દીકરા, પુત્રો
જાતા સરકી માતા, પુત્ર વીયોગે અતી દુખીઆરી,
**ધર્મ**—દુખ લગાર નવ ધરજો માતા, સાથ એક સતી નારી,
રૂપીમુના સેવન કરવુ ભારી, ધારી મનમા ભક્તિ પ્યારી,
અડસઠ તીરથ જાત્રા કરતા, થાશે સર્વે મગળકારી,
રાજ્યપાટ સવ મળે, સાથે રિદ્ધિ સિદ્ધિ ફળે,
ગયો ન વખત વળે, મળ્યો છે નસીબ બળે,
**સતીયા**—સત્યના ભડાર છો, ગાહ વીરધીર નર,
પાન્ડુ કુળ શણગાર છો, ગાઢ ધીર વીરનર
છેવ જતા નહી જુઠ આચરવુ, સત્યને કાજ પડે છે મરવુ,
આખર સત્ય થકી છે તરવુ, અસત્ય દેવુ ઠેલી,
**કુન્તા**—દીકરા કોણ હમારૂ બેલી વનમા
**ધર્મ**—માટે માતા વીચાર કરો, રામચદ્રજી ચૌદ વરસ વનમા
ગયા, તે એક વચનનેજ માટે, તો હમારે વનમા જવુ,

તે શી મોહોટી વાત છે, બાર વરસ નાસ વીતી જશે. ને શાન્તિ થશે માટે માતા ખુશ થઇ આજ્ઞા આપો હે ભીષ્મદાદા ! હે વતરાષ્ટ પીતા ! હે વીદુર કાકા ! હે દુર્યોધન વીરા ! ખુશી થઈ આશીશ સાથે આજ્ઞા આપો, તમો વડીલની આશીશ, એજ હમારી કલ્યાણ દાતા છે હિતકર્તા છે

**દુર્યોધન**—ભીષ્મદાદા ! પીતાજી ! હવે કહો ને કે પાપ જાય,

**દ્રૌપદી**—( શરીર સભાના સ્થભ સાથે કાડી રુધીર હાથમા લઇ સભાના બાર ઉપર થાપા મારે છે )

**ગાયન.**

ગીતી

ગડગડતા વન કાઢ, તેમ તુજ કુળ રણમા ગડગડજે

મળેલી ઠેકટ ઓનુ, પાન્ડવ હાથે તુજ કુળ રણે પડજે

**ભીષ્મ**—જોયુ અભાગીઆ ? આ સર્વ નાશની નીશાની છે સમજજે કે નક્કી હાની છે

**ધર્મ** દાદા ! **દોહરા**

ધરી દુધમા ને કરી સાબુ વાગા,

ધુવો કોયલા ને જુવો હોય કાળા,

તમો ગમે તે શીક્ષણ દેશો તે નકામુછે, હવે હમો રજા લઇશુ

**ગાયન**

**સતીયા**—જાઓ જાઓ, સુખે જાઓ, સત્યવાદી શાચા,

**પાંડવો**— . .... ..... . સૌને છે પ્રણામ,

**સતીયા**--અમે જુવો જુવો જુવો આશીશ અતરની મળે આરામ;
**પાંડવો**--મહારાજ કાકાજી છે પ્રણામ,
**કુંતા**--પુત્ર સંગ વસતી સુખે, વીયોગથી લાચાર,
હાયરે વિયોગ દુઃખ બાળે ઉર આગાર,
**પાન્ડવ**--વિદુરકાકા સોપ્યા તમને, પુત્ર પત્ની માત
**વીદુર**--સાચવશે પ્રભુજી પ્રેમે જે જગત તાત,
**પાંડવો-સતીયા**-(લ્યો હવે જઈએ છીએ) પ્રણામ! પ્રણામ!
**સર્વ સતીયા**-રામ! રામ?

**બીજો અંક સમાપ્ત.**



# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો

---

**સ્થળ**—અગસ્તઋષીનો આશ્રમ

**પાત્ર**—પાંચ પાન્ડવ, દ્રૌપદી, અગસ્તઋષી

**ધર્મ**—બંધુઓ ? આ અગસ્તઋશીને આશ્રમ આવ્યા, હવે શોક સર્વ સમાવો, અને ઋષીના દર્શન કરીને પાવન થાઓ, ધ્યાનમાં સાંભળો ગ્રહી તો એ શું અને ગર્ભ તેમાં શું ?

**ગાયન.**

( આંખો ખોલી તુ જો છુ ) એ રાહ

બનો જ્ઞાની જુઓ ચિત્તે નીમ દુનિઆ ફાની,
નથી જીંદગાની સુખ દુ:ખરૂપ માની બનો૦
ધરા ધન ધામ પુત્ર પત્ની ને રાજ્યગાદી,
મહા નાહી ન રહેવાના આબાદી બનો૦
અલભ્ય આ લાભ મોટો ઋષીમુનો સેવનનો
વળી યાત્રા કમાઈ બધુ પ્રતાપ લ્યા જાણી. બનો૦

**ભીમસેન**--મોટાભાઈ ! આ આશ્રમ કોનો છે ?

**ધર્મ**--ભાઇ ભીમસેન ! આ અગસ્તઋષીનો આશ્રમ છે જુવો-જુવો સામેથી તેજ આવતા જણાય છે

( અગસ્તઋષી આવે છે )

**અગસ્તઋષી** -- **ગાયન.**

( ધારૂ છુ હરી ધ્યાન જ્ઞાન ( એ રાહ )

ગેવુ છુ અશરણ શરણ તનથી, ધારી મોક્ષની ગતી
સમરૂ છુ ભવતારણ તરણ મનથી, અન્ય ન ઇચ્છુ ગતી,
ત્રોડીને ભવબંધ પ્રભુ મારા, ચરણ પદે સ્થાપજે,
ભક્ત વત્સલ ભગવત સત્યતુહી મોક્ષ ગતી આપજે

**પાંચ પાંન્ડવ દ્રૌપદી**--મહારાજ નમસ્કાર કરીએ છીએ

**અગસ્તરૂષી**--તમો કોણ છો ?

**ધર્મ**--મહારાજ ! હમો પાન્ડુ પુત્રો છીએ, અને આ સતી દ્રૌપદી છે

**અગસ્તરૂષી**--ઓહો ! સત્યવાદી પાન્ડુ પુત્રો અને સતી ! તમાએ અત્ર પધારી મારો આશ્રમ પાવન કર્યો !

**ધર્મ**--મહાત્મા ! આપના પવિત્ર દર્શનનો લાભ મ ો, તેથી હમો પાવન થયા એમ માનીએ છીએ

**અગસ્ત**--ધન્ય છે સત્યવાદી, તમારા આત્માને

**દોહરો.**

**સતીઓ સત્ય ચુકે નહી, ભુખે સહે દુઃખભાર.**
**ધન્ય ધન્ય એવા વીરને સત્યવાદી અવતાર.**

પણ તમારો રાજ્ય ત્યાગ છોડી સાધુ વેશમા કયાંથી ! શુ જાત્રાએ નીકળ્યા છો, કે કોઇ પાપીના ખાસામા ફરી પડયા છો !

**ભીમ**-- **ગાયન.**

( મેરા જમજાનરાના ) એ રાહ

કરી પીતરાઇ ખ્વારી, કહુ છુ આવારી, સુણો રૂષી મહારાજ,
દુર્યોધનનુ નામ ધરીને તેડયા કપટે નીજ ધામ,

સર્વને પ્રથમ કહ્યુ કપટ છે ભોળા ભુલ્યા તે ઠામ,
કહે યાગછે ભારી, જોશુ ધારી, હર્ષ વધારી, રૂષી મુનીનો સમાજ—કરી
દ્યુત રમાડી કપટથી જીતી કર્યા પાયમાલ
સત્ય વચનથી બાંધેલ તેથી કીધા હાલ હવાલ
લેવા લાજ નીચારી, સતી જે નારી સભામા ભારી, કીધુ છે ક્રુદ્ધ કાજ;
ખેંચી સભામા લાવ્યો પાપી સતી જે સાધવી નાર
ચીર ખેંચીને લજ્જા લેવા સભા મધ્યે નીરધાર
કરી મહાય તે વારી, કૃષ્ણ, મોરારી લજ્જા ઉગારી, જાણી સતીની દાઝ કરી
માતા કુંતા સુભદ્રા અભેમુન સોપ્યા વીદુરને હાથ
ભગવા પહેરી વનમા આવ્યા સહાય ત્રીભુવન નાથ
સાચ બધુ છીએ પ્યારા, દ્રૌપદી દારા, સૌ દુખીયારા, પ્રથમ મળ્યા
આપ આજ

## મરાઠી સાખી.

**અગસ્તરૂષી**-દુ ખ દીધુ તમ સત્યવાદીને રૂડુ ન કદીએ થાશે,
સતી સાધવી સતાપી તુમ હાથે નીકદન જાશે
વચન નહી મીથ્યા જશે, આશીશ છે તમ રૂડુ થશે.

**ધર્મ**—મહારાજ એ ખોટુ કર્યું, કારણ ગમે તેટલો પણ પીતરાઈ ભાઇ લોહીની સગાઇ

**અગસ્તમુની**-ધન્ય છે તમ સતીયાને ' સતીયાની સવાઇ.

**ધર્મ**—મહારાજ હમોને આજ્ઞા આપો હવે હમો આગળ જઇએ.

**અગસ્તમુની**-થોડા દીવસ અત્રે નહી હમારૂ આશ્રમ પાવન કરો, પછી સુખેથી પરવરો

**પાંડવો**—જેવી રૂષીજીની ઇચ્છા ( સર્વે જાય છે. )

---

# પ્રવેશ ૨ જો

---

**સ્થળ**-દુર્યોધનનુ વીચાર ભુવન

**પાત્ર**—દુર્યોધન શકુની પછીથી કામીક દૈત્ય

**દુર્યોધન**—મામા ! બાર વરસ કાલે વીતી જશે, અને પીતરાઇનુ સાલ એનુ એ થશે, મટે તે મરે એવો કોઇ ઇલાજ બતાવો, અને એ દ્રૌપદીને પાછી પકડાની મગાવી મારી રાણી બનાવો

**શકુની**—તેઓ હાલ કામીક વનમા છે, અને કામીક વનનો દૈત્ય કામીક તારો સ્નેહી છે માટે તેનાથી કામ થશે અને પીતરાઇનુ સાલ જશે

**દુર્યોધન**—તે કેવી રીતે ?

**શકુની**—કામીકને કાંઇ લાલચ આપ, તો તે પાન્ડવોનો નાશ કરશે અને દ્રૌપદીને લાવીને તને સોપશે

**દુર્યોધન**—વાહ મામા ! તમારી અક્કલ કામીક દૈત્ય તો મારો દોસ્તદાર છે, અને હાલ અહી આવેલો છે, તેને હાલજ બોલાવુ છુ (બહાર જોઇ) અરે કોઇ હાજર ?

**અનુચર**—આજ્ઞા મહારાજ !

**દુર્યોધન**—જા ઉતારામહેલમા કામીક દૈત્ય છે તેને જઇને કહે કે તમને છત્રપતી બોલાવે છે

**અનુચર**--આજ્ઞા મહારાજ ( જાય છે )

**દુર્યોધન**--મામા ! શી લાલચ આપવી ?

**શકુની**--તેને કહેવુ કે પાન્ડવનુ અડધુ રાજ્ય આપુ, જો પા-

ન્ડવને મારી દ્રૌપદી લાવીને આપે તો !

**દુર્યોધન**—બહુ સારૂ મામા હવે કહેવુ નહી પડે

( કામીક આવે છે )

**કામીક**—છત્રપતી મહારાજા ! મને અત્યારે કેમ બોલાવ્યો !

**દુર્યોધન**--મીત્ર કામીક ! મીત્રના ખરા ધર્મને તુ જાણતો હો-
વાથી નક્કી મદદગાર થઈશ અને મીત્રનુ દુખ ફેડીશ
એવી આશાથી તને બોલાવ્યો

**કામીક**—છત્રપતી મહારાજા ! આ પ્રાણ આપના માટે તૈયાર છે
પરંતુ આપને શુ દુખ છે તે નીવદન કરો

**દુર્યોધન**— **ગાયન.**

( દરૂ હુ દોશકોને હા ) એ ગઝ

કહુ હુ મીત્ર તુજને હા નશીબે દુખ ભારી છે કહુ૦
ખરૂ દુખ છે પીતરાઈ ભાઈ, જીવે તોતો ખુવારી છે કહુ૦

**સાખી.**

બાર વરસ વન વાહાડીઆ, કાલે પુરા થાય
મુકે ન કદીએ જીવતો, પાછા આની આવ

કહો એથી શુ ઓછુ દુખ, અવનીમા અન્ય ભારી છે કહુ૦

**કામીક**—તેઓ તો હાલ મારાજ વનમા રહેલા છે તેમનો હાલ
નાશ કરૂ, અને તમને દુખ મુક્ત કરૂ

**દુર્યોધન**—જો પાચે પીતરાઈને મારી તેમની સાથે નારી છે તે
લાવીને મને આપો, તો મોટો ઉપકાર થશે, અને મીત્રા-
ઈનો ધર્મ બરોબર બજાવ્યો એમજ માનીશ અને પાન્ડ-

**શકુની**—આ બન્ને કામ ઠીક બન્યા, એમાંથી એકના ભાગ તો પાન્ડવો થશે, અને તારૂ દુખ માત્ર જશે,

**દુર્યોધન**—મામા ! એ સરજો તમારી બુદ્ધિને પ્રતાપ, હવે ચાલો કચેરીનો સમય થયો છે (બંને જાય છે)

---

## પ્રવેશ ૩ જો.

---

**સ્થળ**—કામીક વનમા પાન્ડવોની ઝુંપડી.

**ગાયન**

**ધર્મ**—આકાશે અવની વીશે જળ વીશે, જ્યાંને ત્યાં દેખાતુ
નાના વ્રક્ષ લતા વીતાન નીરખુ, જ્યાં ત્યાં તું આનંદ છુ
મારા નાથ કૃપા કરી અમપરે, પુરો કીધુ આજ જ.

**પાચે**—વળી તારા રીઝાવ સારા જગતે, તારો મનીસાન મે

(દુર્વાસા મુની આવે છે)

**પાંચ પાન્ડવ સતી**—મહારાજ દંડવત્ત કરીએ છીએ

**દુર્વાસા**—વત્સ તમારૂ કલ્યાણ થાઓ (ધર્મને) હે ધર્મ રાજા ! હમો ઘણુ દીવસના અપવાશી છીએ તેથી ભુખે રહેવાતું નથી, માટે હમને ખાવા આપો

**ધર્મ**—મહારાજ આપ સ્નાન આહિકર્મ કરી આવો, એટલામા હમો ભોજન સામગ્રી તયાર કરીએ છીએ

**દુર્વાસા**—બહુ સારૂ તાકીદ કરો (જાય છે)

**ધર્મ**— **ગાયન**

પ્રભુ કરશુ હવેરે, પ્રભુ
નથી નથી રહેવી લજ્જા આજ ગરિબ નીવાજ—પ્રભુ૦
ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ, છીએ ક્ષત્રીતણા બાળ અમે
અનાહારે રૂષી જાય, તો તો વીપરીત થાય–નથી
નથી અન્નનુ નામ આણે હામ પ્રભુ આ સમયે
ચિત્તા ખડકી નાથ, બળીએ છએ સાથ—નથી
નથી અન્ય ઉપાય કરીએ છીએ આત્મ હત્યાય અહીં
લેજો ૭ એને શર્ણ, પ્રભુ અશરણ શર્ણ—નથી
(ચીત ખડકી તૈયાર કરે છે)

**ધર્મ**—ચાલો હવે તૈયારી કરો, કારણ જે દુર્વાસા રૂષી આવી પહોચશે, તો તેઓ અપવાસી હોવાથી જરૂર કઇક શ્રાપ આપશે (કૃષ્ણ આવે છે)

**છએ**—કૃષ્ણજી ! વદન કરીએ છીએ

**કૃષ્ણ**—બ્હેન દ્રૌપદી ? મને ભુખ લાગી છે માટે કાંઇ ખાવાનુ આપો

**દ્રૌપદી**—વીરા આ વખતે તો કાંઇએ નથી અક્ષયપાત્ર ધોઈ ને ઉધુ પાડેલુ છે

**કૃષ્ણ**—લાવો બતાવો જો ? (દ્રૌપદી અક્ષયપાત્ર લાવી આપે છે)

**કૃષ્ણ**—(અક્ષય પાત્રમાથી એક ભાજીના તાર ચોટેલો છે તે મોહોમા મુકી) સર્વ જગત ધરાજો (ભીમસેનને) ભીમ-સેન ! જાઓ દુર્વાસા રૂષીને કહો કે રસોઇ તૈયાર છે, કેટલી વાર છે !

**ભીમ**—મહારાજ શું ખવરાવશો ?

કૃષ્ણ—તમો તમારે જાઓને,

**ભીમ**—(જઈને આવે છે) મહારાજ તે તો કહે છે કે હમારે જમવું નથી, હમો ધરાઇ ગયા છીએ, ને અકળાઈએ છીએ.

(દુર્વાસા આવે છે)

**દુર્વાસા**—ધન્ય છે સત્યવાદી પાન્ડુ પુત્રો ! તમો તો બળી મરવા તૈયાર થયા હતા, પણ જે ને શામળીઆની સહાય, તેનો વાંકો વાળ પણ ન થાય દુષ્ટ દુર્યોધને મને ખોટું સમજાવી તમો ઉપર વીઘ્ન નાખવા મોકલ્યો, પરંતુ સતિઆનું કલ્યાણ થશે, અને દુષ્ટનું નીકંદન જશે

**ધર્મ**—મહારાજ ! ગમે તેવો પણ ભાઇ છે, લોહીની સગાઇ છે.

**દુર્વાસા**—ધન્ય છે સત્યવાદી ! સત્યની સવાઇ છે, હમો જઇએ છીએ.

**છએ**—મહારાજ કોક વખતે દર્શનનો લાભ આપી કૃતાર્થ કરશો

(છએ પગે લાગે છે)

**દુર્વાસા**—કલ્યાણ મસ્તુ (દુર્વાસા જાય છે)

**ધર્મરાજા**—હે કૃષ્ણ પ્રભુ ! જો આપ આ વખતે ન આવ્યા હોત, તો જરૂર હમો બળી મરત.

(કામીક દૈત્ય આવે છે)

**કામીક**—હે પાપીઓ ! તમો કોની આજ્ઞાથી મારા વનમા રહ્યાં છો ? હું તમોને ગળી જઇશ, તમારા પ્રાણ લઇશ

**કૃષ્ણ**—(સુદર્શન મુકી) લે પાપી ! પહેલો તારોજ પ્રાણ આપ.

(કામીક મરી જાય છે)

**ધર્મરાજા**—કૃષ્ણ આ તમે બુરૂ કર્યુ બીચારાનો જીવ લીધો

**કૃષ્ણ**--ધર્મરાજા ! આ ડામીક દૈત્ય દુર્યોધનનો મીત્ર હતો ને તેની શીખવણીથી તમોને મારવા માટેજ આવ્યો હતો તેથી તેને માર્યો

**ધર્મ**—હે કૃષ્ણજી ! આ પ્રમાણે તમારી સહાય નહોત, તો હમારી ઘણી માઠી દશા હતી

**કૃષ્ણ**—દુષ્ટ દુર્યોધન તમને અત્રે ફરીને બેસવા નહી દીયે માટે અડસ૦ તીર્થની જાત્રા કરો, અને જાત્રા કરી દ્વૈત વનમા આવીને રહેજો હવે હુ રજા લઈશ

**સર્વે**—બહુ સારૂ પ્રભુ પધારો, હમો પણ જાત્રા માટે જઇએ છીએ.

(સર્વે જાય છે)

---

## પ્રવેશ ૪ થો

---

**સ્થળ** દુર્યોધનનુ વીચાર ભુવન

**પાત્ર**—દુર્યોધન શકુની જેદ્રથ

**દુર્યોધન**—મામા ! હજુ સુધી દ્રૌપદી મારા હાથમા આવી નહી.

**શકુની**—તમારા બનેવી જેદ્રથ એ કામ કરશે એવી મારી ખાત્રી છે માટે તેમને કાંઇ લાલચ આપો તો કામ બને

**દુર્યોધન**--બહુ સારૂ ! (બાહાર જોઈ) અરે કોઇ હાજર ?

**અનુચર**—હાજર નામદાર !

**દુર્યોધન**—જાને ! મંડલમા જઇ જેદ્રથ રાજાને કહે કે તમોને

છત્રપતી બોલાવે છે

**અનુચર**--જેવી નામદારની આજ્ઞા

**દુર્યોધન**—મામા ! શુ જેદ્રથ રાજા દ્રૌપદીનુ હર્ણ કરી લાવશે ?

**શકુની**—રાજ્યની લાલચ આપીશ તો એની મેળે કરશે

( જેદ્રથ આવે છે )

**જેદ્રથ**--છત્રપતી ! મને કેમ બોલાવ્યો ?

**દુર્યોધન**--જેદ્રથરાજા ! એક કામ તમને સોપવાનુ છે, જો બજાવી લાવો, તો રાજ્યમાથી બે આની ભાગ આપુ

**જેદ્રથ**—અરે એવુ તે શુ કામ છે ? ગમે તેવુ કામ હશે તો જેદ્રથ કદાપી કાળે પાછો નહી પડે તેની ખાત્રી રાખવી.

**જેદ્રથ**— **ગાયન.**

( જાઓ વધુ વદશો ના ) એ રાહ

દીયો કામ કરૂ ધરી હામ

પાછી પાની નહી કરવાનો, જાણોને સુદામ-દીયો

ડગુ નહી કદી જીવ જતાએ, નકીતુમ કાર્ય કરૂ,

તે વીણુ ન પાછો ફરૂ, સાચી હામ દીલ ધરૂ, સુણીરંતી કન્યા વરૂ !

કહો કહો ઝટપટ, બજાવુ જઈ ચટપટ, કરી કામ ઝટ આવુ ધામ—દીયો

**દુર્યોધન**--શાબાશ છે બનેવી ! ધન્ય છે, તમારી હીમતને, તમારો મને પુર્ણ ભરોસો છે,

**જેદ્રથ**--પણ કામશુ છે, તેતો કહો !

**દુર્યોધન**—પાપી પાન્ડવો દ્વવીત વનમા છે ત્યા જઈ પેલી રૂપાળીનુ હર્ણ કરી લાવવુ, જો એ કામ કરશો, તો રાજમાથી બે આનીનો ભાગ આપીશ,

**જેદ્રથ**--ઓહો ! એજકે બીજુ ! હાલજ જઉછુ, અને એ રૂપાળીને ઉપાડીને લાવુ છુ

**શકુની**--દુર્યોધન ! જેદ્રથ ગયો તો ખરો, પરતુ આપણે તેની પાછળ જઈને તપાસ કરીએ, વખતે કામ પડશે તો મદદે પણ જઈશુ

**દુર્યોધન**—બહુસાર મામા ચાલો

( જાય છે )

---

## પ્રવેશ ૫ મો

---

**સ્થળ**—નદી કીનારે પાન્ડવનો આશ્રમ

**પાત્ર**--પાન્ડવો, દ્રૌપદી, જેદ્રથ, કૃષ્ણ, દુર્યોધન

**ધર્મ**--સતી મને તૃષા લાગી છે માટે પાણી આપો.

**દ્રૌપદી**--(તુબડામા જોઇ) નાથ તુબીપાત્રમા જળ નથી, માટે હાલ ભરીલાવીને આપુ છુ (જાય છે)

**જેદ્રથ**—આવો લાગ ફરી મળવાનો નથી (દ્રૌપદીને ઉપાડી જાય છે ) દ્રૌપદી બચાવ માટે બુમો પાડે છે !

**દ્રૌપદી**--અરે કોઇ આવો આવો ! બચાવો આ પાપી મારૂ હર્ણ કરીને ઉપાડી જાય છે

**ધર્મ**--અરે સતી એ બુમ પાડી ! કોણ પાપી હર્ણ કરી ગયો, ભીમસેન અરજુનજી વીગેરે પણ હાજર નથી

( ચારે આવેછે )

**અર્જુન**-ભાઇ ? ભાઇ ? છે શુ !

**ધર્મ**--કોક પાપી સતીનુ હર્ણ કરી ગયો

**અર્જુન**--મોટા ભાઇ ગભરાઓ નહી (એક સળી મત્રીને ફેકે છે, તે જેદ્રથને અવળે હાથે બંધન કરી લાવે છે )

**ધર્મ**--કોણ બન્હેવી જેદ્રથ !

**ભીમ**--( જેદ્રથના ઉપર ચઢી બેશી માર મારતા ) કોણ બન્હેવી જેદ્રથ ! લ્યો જમો જરા પ્રસાદ ! આતો ! બન્હેવીની મેહેમાનગતી !

**ધર્મ**--ભીમસેન ! આ શુ કરે છે ?

**ભીમ**--મોટા ભાઈ ! બન્હેવીની મેહેમાનગતી કરૂંછુ, હજી જમાડવા બાકી છે

**ધર્મ**--જો તુ તેમને હાથેથી મારે, તો તને કુતાજીની આણુ છે.

**ભીમ**--(આ કોશી જ્યા હોય ત્યા નડતા ને નડતા) ઠીક ભાઈ હાથેથી નહી મારૂ (લાતો મારે છે )

**ધર્મ**--જો તું તેમને કોઈ રીતે માર મારે તો તને મારા સોગન છે (ભીમ છોડીદે છે જેદ્રથ ઉઠી ઉભો થાય છે તેને ) બ્હનેવી તમોને જરી વીચાર નહી આવ્યો ! જો તમે લઇ ગયા હોત તો પાચ બાળકની શી વ્હલે થાત ?

**જેદ્રથ**--મનેતો તે પાપીએ ભમાવ્યો

( કૃષ્ણ આવે છે અને છુપઇ રહીને તાલ જુવે છે,

**કૃષ્ણ**--પાપી જેદ્રથને તો ભીમે કુધીપાક જમાડ્યો, પણ પેલો પાપી દુર્યોધન અને શકુની આ તાલ જુવે છે તેમને તાલ બતાવુ

(દુર્યોધન ઉભો છે તેને દેવરૂપે અદ્દર ઉપાડી જાય છે. )

**દુર્યોધન**--મામા ! મામા ! કોઇ મને હરી જાય છે માટે બચાવો

**ધર્મ**--અરે કોક પાપી દુર્યોધનનુ હરણ કરી જાય છે ( દેવરૂપને ) જો તુ નીચો ના લાવે તો તને તારા ઇષ્ટ દેવની આણ છે

**ભીમ**--( દેવને ) જો તુ અડધે ના રહે તો તને તારા ઇષ્ટદેવની આણ છે,

( દુર્યોધન અદ્દર લટકે છે ] ( કૃષ્ણ આવે છે )

**કૃષ્ણ**—ધર્મરાજા ! જેયો તમારો પીતરાઈ ! કેવો લટકી રહ્યોછે !

**ધર્મ**—અર્જુન વીર ! ગમેતે યુક્તિ કરી તેને નીચે ઉતારો

**કૃષ્ણ**—યુક્તિ એક છે, જો નીસરણી મુકીને ઉતારીએ તો ઉતરે.

**ધમ**—તો તેમ કરો

**કૃષ્ણ**—(નીસરણી લાવી તેને ઉતરવા કહે છે છેલ્લે પગથીએ આવતા કપટથી નીસરણી ખેચી લે છે દુર્યોધન ધર્મના ખોળા પાસે જઈ પડે છે ) ધર્મ રાજા ? દુર્યોધન તમને દડવત્ત કરે છે

**દુર્યોધન**—( ઝાખો પડી ચાલ્યો, જાય છે જતા ) ઠાક છે કાળીઆ હુ તને જોઇ લઇશ

**જેદ્રથ**—ધમરાજા હવે મને આપો

**કૃષ્ણ**—ભલે સુખેથી જાઓ, પણ જાૂવો સાભળો

**ગાયન.**

( સાચને સાચ ] એ ગહ

સાચને આચ કદાપી ન દઇએ !
મત્ય બેલી શામ કે, પરતાઇએ ! સાચ
બાવળ વાવી કેરી મળે નહી ! વાવીએ તેના ફળ કમઇયે
અધર્મ કરતા મળવી ન મુક્તિ,
માટે વીચારીને ધર્મ આદરીએ-સાચ

( જેદ્રથ જાય છે )

**અર્જુન** કૃષ્ણજી—ધર્મરાજા પાસે મને ભણવા માટે સ્વગમા જવાની આજ્ઞા આપાવો.

**કૃષ્ણ**--ધર્મરાજા ! અર્જુનજીની ઇચ્છા **છે**, તો સુખેથી જા આપો.

**ધર્મ**--મહારાજ ! અર્જુનજી શીવાય મારૂ સાચુ બેલી કોઇજ નથી, જો સવારમા ભીમસેન પાસે દાતણ પાણી માગુ, તો મોટુ ઝાડ લાવીને નાખે, જો સહેદેવને કાઇ કામ બતાવુ, તો જોશમાથી પરવારે નહી જો નીકુળને કોઇ કામ સોપુ તો વરણાગીમાથી પરવારે ત્યારે કામ કરે, અને સતીને કામ સોપતા કોઇ હર્ણ કરી જાય, માટે મારો સાચો સહાયક અરજુનજી છે તેને કેમ જવાદેવાય ?

**કૃષ્ણ**--ધર્મરાજા ! તેની ઇચ્છા છે તો એક વર્શ માટે આજ્ઞા આપો, અને ભીમ, સહેદેવ, ને નીકુળથી દરેક કામ નીભાવી લેજો

**ધર્મ**--ભલે કૃષ્ણ મહારાજ, જેવી તમારી ઇચ્છા ( અર્જુનને ) ભાઇ અર્જુન ! સુખેથી સ્વર્ગમા પરવરો, અને ઇચ્છિત કાર્ય પ્રરિપુર્ણ કરી એક વરસમા અત્રે પાછા આવીને મળો

કૃષ્ણજી--ધર્મરાજા ! હવે હુ રજા લઇશ

**સર્વે**--બહુ સારૂ મહારાજ પધારો, અને આવી રીતે દર્શનનો લાભ આપી કૃતાર્થ કરશો

કૃષ્ણ--મને યાદ કરશો ત્યા હાજર થઇશ ( કૃષ્ણ જાય છે )

**અર્જુન**---મોટા ભાઈ હુ ! કાલે રવાના થઇશ હાલતો ફળ ફુલ લેવા સર્વે જઇએ છીએ તમો આશ્રમમા પધારો, અને સતીની સભાળ રાખો

**ધર્મ**---બહુ સારૂ ( સર્વે જાય છે )

## પ્રવેશ ૬ ઠો

સ્થળ દુર્યોધનનુ વીચારભુવન

**પાત્ર**—દુર્યોધન, શકુની, દુશાશન જેદ્રથ

**દુર્યોધન**--મામા ! હજી સુધી એ રૂપાળી હાથ ન આવી !

**શકુની**—આ જેદ્રથ ગયા હતા, તેમણે તો ઉકાળ્યુ પણ કદાપી દુશાશન એ કાર્ય કરી શકશે ખરો

**દુશાશન**--અરે એના શા ભાર છે ? એક પલકમા લાવીને ખડી કરૂ.

**શકુની**--એતો બધુ કહેવાય છે, પણ કાઇ થાય છે એમને

કાળીઆની પુરી સહાય છે

**દુશાશન**--અરે એ કાળીઓ શી સહાય કરવાનો હતો ?

**શકુની**--સભામા ચીર ખેચતા શુ દશા થઈ હતી, તે સાભળે છે?

**દુશાશન**--એતો શરીર છે, બગડે પણ ખરૂ તેમા કાળીએ શુ કર્યુ ?

**શકુની**--એ બધા વાના કાળીઆના દ્રૌપદીને અદ્દર ઉડાવી જો યુને ?

**દુશાશન**--ઠીક છે જોઉ છુ હાલ જઈને પકડી લાવુ છુ ( જાય છે )

**દુર્યોધન**--મામા ! દુશાશનને ઠીક પાણી ચડાવ્યુ,

**શકુની**--- તે શીવાય કામ કયાથી બને,

**દુર્યોધન**---ચાલો મામા જમવાનો વખત થયો છે

( સર્વે જાય છે )

---

## પ્રવેશ ૭ મો

સ્થળ પાન્ડવોની ઝુપડી

**પાત્ર**---દ્રૌપદી પાન્ડવો દુશાશન

**દ્રૌપદી** ગાયન.

( કરમ ગતી અતી ન્યારી ) એ રાહ

કર્મે લખ્યુ હશે જેવુ વીધાતા

લેખ લખ્યા ન કદીએ ફરેરે--કર્મે

કરમેથી રાજા કરમથી જોગી

હાલ ભીખારી એ કરમ કરેરે---કર્મે

એક દીન મ્હેલ ઝરૂખા અટારી
એક દીન વનવન ખડી મરેરે--કમ
રાજ્ય નિવાસી તે જંગલ વાસી
લેખ લખ્યા કોણ મીથ્યા કરેરે--કમ
( દુશાશન જોગી વેષે આવ છે )

**દુશાશન**-માઈ મેરેકુ ભીખ દે

**દ્રૌપદી**—જોગીરાજ સાત પતી ફળ લેવા ગયા છે તેઓ આવે એટલે આપને ભીક્ષા આપું, હાલ આપ અત્ર બીરાજ માન થાઓ

**દુશાશન**—અચ્છા (લાગ દેખી માયા કરી બાળાને ભોળાવીને ઉપાડી જાય છે)

**દ્રૌપદી**—અરે કોઈ બચાવો? બચાવો! નારીનું હર્ણ કરી જાય છે

**દુશાશન**-અહીં તો કોણ બચાવનાર હતુ, તારા બાપ! (જાય છે)
( પાન્ડવો આવે છે )

**ધર્મ**—સતી! અરે કેમ કોઇ બોલતુ નથી!

**અર્જુન**—મોટા ભાઇ સતી દેખાતી નથી, જુવો આ પગલા નક્કી નાર હર્ણ કરીને લઈ ગયુ

**ધર્મ**—હાય રે ધર્મ!

**કૃષ્ણ**—અંતરીક્ષથી

**મરાઠી સાખી**

દુષ્ટ દુર્યોધન કામે ક્રમી છે સતી દ્રૌપદી નારી

ત્રની વાત (સામે જોઈ) પેલુ કોણ આવે છે? એ તો રૂક્ષમણી આવતી જણાય છે

(રૂક્ષમણી આવે છે)

**રૂક્ષમણી**—નારદજી પ્રણામ કરૂં છું

**નારદ**—કલ્યાણ

**રૂક્ષમણી**—નારદજી! તમે કૃષ્ણજીને જોયા!

**નારદ**—હા હા! એ તમારા મહેલ તરફજ ગયા (લગાવાદે તો)

(રૂક્ષમણી જાય છે)

અરે કૃષ્ણ પ્રભુ પોતેજ આવતા જણાય છે ને! હવે તાલ ઠીક જામશે, હું સ્વર્ગમાથી પારીજાતકનુ ફુલ લાવ્યો છુ, તે કૃષ્ણને અર્પણ કરી રૂક્ષમણીને ત્યા મોકલુ, એટલે તે ફુલ રૂક્ષમણી લઈ લેશે, અને પછી સત્યભામાને ચઢાવી ને બરોબર ગમ્મત કરૂ, (કૃષ્ણ આવે છે) પ્રભુ પ્રણામ કરૂ છુ

કૃષ્ણ—નારદજી! તમે અત્યારે ક્યાથી!

**નારદ**—પ્રભુ નારદના કામનો પાર નથી જ્યા ત્યા ફરતોને ફરતો પણ મહારાજ સ્વર્ગમાથી પારીજાતકનુ ફુલ લાવ્યો છુ, તે આપને અર્પણ કરવા અહી આવ્યો છુ (ફુલ આપે છે)

કૃષ્ણ—ઠીક હું જાઉ છુ,

**નારદ**—બહુ સારૂ, અરે! પણ રૂક્ષમણી આપને શોધતા આવ્યા હતા ને હમણાજ તેમના મેહેલે ગયા

કૃષ્ણ—હુ પણ ત્યાજ જાઉ છુ (જાય છે)

**નારદ**—વાહરે નારદ ! તારી સફાઇ, હવે અગાબગ તાલ જમાવુ ચાલો એક કામ તો પત્યુ પ્રભુના ઘરનો સુત્રધાર બની બગાબર નાટક ભજવવુ ચાલો પ્રપચ નાટક પ્રવેશ ૧ લો અરે ! સામેથી સત્યભામા આવતી જણાય છે ને ! ( સત્ય ભામા આવે છે )

**સત્યભામા**—નારદજી પ્રણામ કરૂ છુ,,

**નારદ**—કલ્યાણ, અરે પણ !

**સત્યભામા**—કહો નારદજી આપે નીસ્વાસ શા માટે નાખ્યો ?

**નારદ**—નારે ના ! કાઇ નહી, ( રૂક્ષમણી ઉપર કેટલુ હેત, આ બીચારી સત્યભામા હીસાબમા પણ છે )

**સત્યભામા**—ના ખરેખરૂ કહો !

**નારદ**—શુ કહુ મારૂ કપાળ ! જ્યા ,'ણુ પોતેજ પક્ષપાતી થયા, ત્યા કહેવાનુ શુ હોય !

**સત્યભામા**—શુ પક્ષપાતી !

**નારદ**—હા હા પક્ષપાતી જો પક્ષપાતી ન હોત, તો પ્રભુને પારી જાતકનુ ફુલ મળ્યુ હતુ, તે ફુલ રૂક્ષમણીને કેમ આપે, તમોને ન આપે ?

**સત્યભામા**—જો એમ કહો તો હુ હાલ પાથરાદોર કરૂ છુ (જાયછે)

**નારદ**—આ પ્રપચ નાટક પ્રવેશ ૨ જો

અરે પણ કૃષ્ણજી અને રૂક્ષમણી મને આ તરફ આવે છે

( છુપાઇ જાય છે )

**કૃષ્ણ**—રૂક્ષમણી ! હુ તમારે મહેલેજ આવતો હતો, ત્યારે રસ્તામાં

નારદજી મળ્યા તેમણે આ પારીજાતકનુ ફુલ આપ્યુ, તે તમારી વેણીમા શોભાવવા માટે જ તમોને આપવા આવતો હતો

**રૂક્ષમણી**— ગાયન

જાણ્યુ વ્હાલા પ્રીતમજી છો ઠગારા,
ઠગોછો તમેરે ધુતારા,
જોઇ જોઈ તમારી મે સફાઈ,
જ્યા જાઓ બતાવો પ્રિત ધાઈ
જાણુ છુ સઉ વ્હાલા, ઠગાઉ નહી લાલા
મનમેલા, રંગીલા, પ્રિતમજી પાતળીઆ જાણ્યુ૦
સૌને બનાવો વાત વાતે ઉડાવોરે,
જાઓ જાઓ લાલા વાત વાતે ઉડાવોરે,
જાણુ છુ સર્વ ચાળા, મોહનજી નંદલાલા,
રસયેલા છોગાળા છબીલા રંગીલા જાણ્યુ૦

**કૃષ્ણ**—ના પ્રિયા સાચ્ચુ જ કહુ છુ આ ઠગાઇ કરતો નથી

**રૂક્ષમણી**—તો લાવો એ પારીજાતકનુ ફુલ મહોડે કહેવાય છે પણ કાંઈ અપાય છે ?

**કૃષ્ણ**—યો પ્રિયા, લાવો હુજ તમારી વેણીમા શોભાવુ. (ફુલ વેણીમાં ઘાલે છે ) કેમ તમારી ખાત્રી થઇ

**રૂક્ષમણી**—પ્રાણપ્રભુ ! ખાત્રી થઈ ચુકેલી છે, ફરી ફરી શેના ખાત્રી કરાવો છો ? જુવો સાભળો

**રૂક્ષમણી—કૃષ્ણ** **ગાયન**

( ધન્યભાગ્ય સૌભાગ્ય )

સત્યવ્રત સૌભાગ્યવતીને,
પ્રભુ સમશેવે પ્રિતમ પ્રાણને,
સુખ દુખમા તે સામન ગ્હીને,
લોપે નહી કદી પતીની આણને,
સત્યદેવ પતી ભવો તરણમા,
તીર્થ સકળ પતી દેવ ચરણમા,
જાણો એક સતી શ્રેય કરણમા,
પતી પ્રભુ સસાર અરણ્મા,
નાથ વચન સતીને અમૃત સમ,
વધુ પ્રતિતી શુ આપુ આપને,
કૃષ્ણ-દ્રષ્ટાત દાખવુ સુણો સતીના,
કાર્ય અલૌકિક પતિ ભક્તિના,
સત્યવતી સાવીત્રી દેવી,
દેવહુતી સીતા સતી કેવી,
રાજ્ય પાટ સુખ તૃણ વત જાણી,
પતી સગ રખડી રખડી વનમા

**કૃષ્ણ**—પ્રિયા ! હુ સત્યભામાને મહેલે જઇ હાલ આવુ છુ.

**રૂક્ષ્મણી**—બહુ સારૂ પ્રભુ પધારો ( કૃષ્ણ જાય છે નારદ આવે છે )

**નારદ**—રૂક્ષ્મણીજી ! કૃષ્ણજી ક્યા ?

**રૂક્ષ્મણી**—તેતો હમણાંજ સત્યભામાને મહેલે ગયા

**નારદ**—બીચારી કેવી ભોળી છે કૃષ્ણજી પ્રપચીતો પુરા

**રૂક્ષ્મણી**—એમ કેમ ?

**નારદ**—એમ કેમનુ શુ પુછો છો ? ચાલો મારી સાથે સત્ય-ભામાને મહેલે,

**રૂક્ષ્મણી**—કેમ ?

**નારદ**—કેમ શુ ખાત્રી કરવા

**રૂક્ષ્મણી**--શેની ?

**નારદ**--શેની શુ ? કોના ઉપર પ્રિતી વધારે છે તેની

**રૂક્ષ્મણી**--સઘી રાણીઓ કરતા મારા ઉપર પ્રિતી વીશેશ છે મને તેની પુર્ણ ખાત્રી છે

**નારદ**—કેવી ભોળી ! ખાત્રી હોય તો નજરો નજર જુવો એ-ટલે વિશેશ ખાત્રી

**રૂક્ષ્મણી**—ચાલો ત્યારે ( રૂક્ષ્મણી આગળ જાય છે )

**નારદ**—ચાલો આ કામ પણ ઠીક થયુ, સત્યભામા પ્રભુને કગ-રાવવામા કચાશ રાખનાર નથી એટલે આ પણ ઉશ્કે-રાશે, અને સત્યભામાને ફુલ સદલ ખાત્રી થશે, એટલે પુરેપુરૂ જામશે ચાલો પ્રપચ નાટક પ્રવેશ ત્રીજો (જાય છે)

---

## પ્રવેશ ૯ મો

---

**સ્થળ**—સત્ય ભામાનો મહેલ,

**પાત્રો**—સત્યભામા, કૃષ્ણ, પાછળથી રૂક્ષ્મણી અને નારદજી.

કૃષ્ણજી--(સત્યભામાને રીસાએલી જોઇ) અરે આશુ? (પાસ જાય છે) પ્રિયા?

સત્યભામા-- ગાયન.

(જાઓ મોહન નફટ) એ રાહ

નફટ નટખટ જાણ્યુ, તમારૂ હેત પુરૂ અમે,
ખોટે લટકે ચટકે, ફસાવો નીત્ય મોહન તમે,
એશુ બોલો રાણી શાણી
બનાવો ભોળી ધારી, એમ નહી બનનારી

કૃષ્ણ—નાક પડ્યો શો કહે છબીલી તું,
હઠને તુ છોડી દીયે હઠીલી તુ

સત્યભામા--મ્હાવો હુ પુર્ણ મ્હાલી,
જાઓ જે હોય વ્હાલી —નફટ૦

કૃષ્ણ—પણ રીસાવાનુ કારણ તો કહે?

સત્યભામા--નાગદજીએ આપેલુ પારીજાતકનુ ફુલ વ્હાલી હતી તેને આપી આવ્યા, મને શેનુ આપો? હું તેના જેટલી વ્હાલી હોઉ ત્યારે આપોને!

કૃષ્ણ—ઓહો! એજ કારણથી રીસાયા હતા,

સત્યભામા—એ ફુલ આપ્યા શીવાય કદાપી કાળે હુ મનાવાની નથી, નથીને નથી,

કૃષ્ણ—નાગદજીએ મને બે ફુલ આપ્યા હતા, તે પૈકી એક ફુલ રૂક્ષમણીને આપ્યુ, અને એને એક ફુલ તમારા માટે રાખ્યુ છે તમો શા માટે રીસાયા છો, તે જાણ્યા વગર ખબર

રી રીતે પડે

**સત્યભામા**—તો લાવો તે ફુલ.

**કૃષ્ણ**—( ભળતુ ફુલ બનાવી ) લ્યો આ પારીજાતકનુ ફુલ ( ફુલ આપે છે )

( નારદ રૂક્ષમણી સહ આવી બાજુમા સતાય છે )

**નારદ**— પારી જાતકના ફુલનો રાફડો ફાટ્યો જણાય છે ( રૂક્ષમણીને ) હવે જો સત્યભામાની ને કૃષ્ણજીની ગમ્મત

**સત્યભામા**--નાથ ! હમો અષ્ટ પટરાણીમા તમોને વીશેરા વ્હાલુ કોણ છે તે કહો

**કૃષ્ણ**—પ્રિયા તમો કરતા અધિક પ્રિય મને કોઈજ નથી

**સત્યભામા**—નાથ ! એતો કહેવાનું. સત્ય કહેતા હો તો ખાઓ સોગન

**નારદ**--( રૂક્ષમણીને ) રૂક્ષમણી જો જો તમારા કૃષ્ણજીનુ સાચુ, કેમ ખાત્રી છે ને ?

**રૂક્ષમણી**--સોગાન ખાવા દીયો પછીવાત

**સત્યભામા**—કેમ વ્હાલા સોગન ખાતા અચકાયા !

**કૃષ્ણ**-અચકાયો કાઇ જ નથી, લ્યો તમારાજ સોગન કે તમારા કરતા મને અધિક પ્રિય કોઇજ નથી

**સત્યભામા**—નાથ ! આ ફુલ તો પારીજાતકનુ જ છે ને !

**કૃષ્ણ**—હજુ પ્રતિતી નથી આવતી !

**સત્યભામા**--તમારો તે અવિશ્વાસ હોય, ફુલ વેલીમા નાખે છે. ( રૂક્ષમણી આવે છે )

**રૂક્ષમણી**--નાથ ? મારે મહેલે સોગાન ખાઇ કહો છો કે તારાવી

કોઇ અધિક વહાલુ નથી, અને અહીઆ સત્યભામાના સોગન ખાઈ તેનુ તેજ સત્યભામાને કહો છો, આનુ હમારે સમજવુ શું?

**સત્યભામા**—( રૂક્ષમણીની વેણીમા પારીજાતકનુ ફુલ જોઈ ) લ્યો તમારૂ ફુલ, તમોએ મને ભળતુ ફુલ આપી છેતરી. બસ મારે તો પુરીજાતકનુ જ ફુલ જોઇએ

**કૃષ્ણ**—તે ફુલ તો સ્વર્ગમા છે

**સત્યભામા**—તો આ કયાથી આવ્યુ !

**કૃષ્ણ**—તે તો નારદજીએ આપ્યુ હતુ

**સત્યભામા**—નારદજીએ તો તમને એકજ ફુલ આપ્યુ હતુ, છતા તમે બે ફુલ આપ્યા છે તેમ કહીને છેતરી, આ ફુલ પારીજાતકનુ નથી

**કૃષ્ણ**—( આ કામ નારદજીનુ જણાય છે ) પણ પ્રિયા હવે તેનું કરવુ છે શુ?

**નારદ**—આ ઠીક જામી છે ( પ્રચચ નાટક પ્રવેશ ૪ થો )

**સત્યભામા**—બસ મને તો પારીજાતકનુ ઝાડ અહી લાવી આપો; નહીતો જાઓ મને બોલાવતા નહી

**કૃષ્ણ**—(આ કર્તવ્ય નારદજીનુ છે. માટે નારદજીની ગમ્મત કરૂ ) લ્યો હાલજ લાવી આપુ છુ, ( પડદો ફાટી ઝાડનો દેખાવ )

**સત્યભામા**—લાવો હવે પેલુ ફુલ તોડી આપો

**કૃષ્ણ**—નારદજી શીવાય બીજાથી એ ફુલ તોડાશે નહી ( નારદજી આવે છે ) નારદજી પેલુ ફુલ તોડી સત્યભામાને આપો.

**નારદજી**—જેવી પ્રભુની આજ્ઞા ( ફુલ તોડવા ઝાડે ચઢે છે, ઝાડ ફરે છે, નારદ બચાવ માટે બુમ પાડે છે )

**કૃષ્ણ**—કહો નારદજી ! ફરીથી આ પ્રમાણે મારે ત્યા નહી કરવુ

**નારદજી**—મહારાજ ! હવે તમારે ત્યા ફરીથી આ પ્રમાણે નહી કરૂ ( ઝાડ અટકે છે નારદ નીચે આવી પ્રભુને પગે પડે છે )

**કૃષ્ણ**—જેયુ નારદજી ! મારી માયા જુદી છે, પરતુ આમ કરવાનુ કારણુ ?

**નારદ**—મહારાજ ભક્ત પાન્ડવો વનમા રખડે, અને સતિ પાપી દુર્યોધનના કાગ્રહમા સડે, એ કયાની ભક્તવત્સલતા !

**કૃષ્ણ**—ખરૂ કહો છો નારદજી ! આ તમે મને ઠીક ચેતવણી આપી, કારણ હુ માયામા લુબ્ધ થઈ પડયો હતો, તેથી મને કાઈ શુદ્ધિ નહોતી માયાનુ કામ અજબ છે

**કૃષ્ણ**— **ગાયન**

( મહા માયા રૂપ અજબ મોહની ) એ રાહ

અજબ મોહની મહા માયાની
મ્હોટા મુનીજન નાખે પાસમા,
સિદ્ધ યોગી સન્યાસી સાધુ,
ફસવે ખોટી માયા આશમા,
તપ તીરથ જપ દેવ ઉપાસન,
જ્ઞાન ધ્યાન કથા શાસ્ત્રે છે વદી,
વનવાસી ઘર વાળી સસારી
માયા તેને છોડે નહી કદી—અજબ૦

ક્ષિર સાગરમા રસ્યા વિષ્ણુ, મહા માયાની સગે
યોગાભ્યાસમા શીવજી બેઠા, પાર્વતી સહ ઉમગે
સગે બ્રહ્મા રહી સાવીત્રી,
કમળ અગમા વસતા ઉલ્હાસમા

નારદજી--પણ મહારાજ ! હવે તો તે સતીઆને દુ ખ મુક્ત કરો અને સતીના સતાપ સર્વ હરો.

રૂક્ષમણી--જાઓ પ્રભુ વ્હેલા જાઓ, અને સતીને બચાવો, સતીઆને દુ ખ અને પાપીને સુખ એ ન્યાય કયાનો ?

કૃષ્ણ—પ્રિયા ! સુખ દુ ખ એ મનુષ્ય માત્રની કસોટી છે,

રૂક્ષમણી—બહુ સારૂ પ્રભુ આપની અકકલ મોટી છે, આપની અજબ કસોટી છે,

નારદજી—જાઓ જાઓ પ્રભુ સત્વર જાઓ, વાર થાય છે, સતી પાપીના કેદ ખાનામા ગભરાય છે,

કૃષ્ણ—જાણુ છુ નારદજી જાણુ છુ પાપી સતીની લાજ લેવા જાય છે, પણ જાણતો નથી કે જેને મ્હારી સ્હાય છે, તેને તારાથી ! શુ થાય છે ! પ્રિયા જાઉં છુ અને સતીને દુઃખ મુક્ત કરી હાલ આવુ છુ ( જાય છે )

---

## પ્રવેશ ૧૦ મો

---

સ્થળ-દુર્યોધનનુ કેદખાનું

પાત્ર—દ્રૌપદી દુર્યોધન પછીથી કૃષ્ણજી

દ્રાપદી— **ગાયન**

હે ! કૃષ્ણ કૃપાળુ કરો સતીની સ્હાયરે,
વીરા અરજ સુણીને વેગે વ્હેલા આવજો રે,
દીન બેલી છો હળધરજી ના વીરરે
આ દિન બાળા પર દયા દયાળુ લાવજો રે,
ઓથ સાચી છે તમારી અબળા લેજો ઉગારી,
સાચવજો લજ્યા મારી, વ્હેલા આવો વીચારી,
સુણીને પોકાર જગદાધાર આવી બચાવજો રે,
કપટી કર્મ ચડાળ દુર્યોધન નિર્દય ખરે,
નાખી કારાગ્રહ માંહ્ય, લજ્યા લેવા ધારતો
વ્હેલા આવોને, રેહેમ, ઉર લાવોને
નથી કોઈ અન્ય બેલી, દુખ દરીયે છુ ડુબેલી
વૃક્ષ વિણુ નોધારી વેલી દુખમા બની છુ ઘેલી
વ્હેલા આવો ગરૂડે બેશી બાળા ઉગારજો રે વી૦

( દુર્યોધન આવે છે )

**દુર્યોધન**—પ્યારી ! આમ નાહકનો શોચ શા માટે કરે છે ? એ નીર્માલ્ય પાન્ડવોમા હવે શુ રહ્યુ છે, કે તેમનુ સ્મરણ મુકતી નથી, નામ ચુકતી નથી

**દ્રૌપદી**— **બેત**

નીર્માલ્ય નહી પાપી, છે માલદાર એ,
કુબેર સમ ભડાર, સત્યનો અવતારએ

**દુર્યોધન**—ખડે છે રાનમા, ને ખાય ઝાડ પાનએ
પ્હેરીને ભગવા વસ્ત્ર, સાધ્યા છે નાદાન એ.

**દ્રૌપદી**—નાદાન નહી પણ દાના સાચા મમ ભરથાર એ
નાદાન તુ છે પાપી, સત્યના સરદાર એ

**દુર્યોધન**—વીચાર દીલમા વ્હાલી, છે શુ સત્યની મહી,
ભોગવ વૈભવ ભાવે મુજ મહેલમા રહી

**દ્રૌપદી**—સળગાવ તારા મ્હેલ, નહી તે સતીના કામના,
સતાપે શીદને આમ, એ નીતી હરામના

**દુર્યોધન**—સુખ સાહ્યબી મળે મ્હેજ શા કામ ગુમાવે,
વીચાર દીલમા વ્હાલી, ગયો વખ્ત ના આવે
છોડી દે પાન્ડવ નામ, રટતુ નામ મુજ ભાવે
પળમા જશે સૌ દુખ કૌરવ પટરાણી થાવે

**દ્રૌપદી**—છુ માત જેવી ભાત પત્ની વદ તું વીચારી
પટરાણી કર તુ ભાવે છે ઘેર માત ગાંધારી
એક વાર નહી પરણ્યો, કહાવી નદીની નારી
તેનો તુ પાપી પુત્ર, ક્યાથી મતી હોય સારી

**દુર્યોધન**—મ્હેણા ન દેતુ કુલટા, શુ બોલે વીચારી,
વીનયથી કરૂ વાત, તેમ ચઢતી તું ભારી,
સીધી રીતે કહુ માન, સુખ દુખ દીલ જો ધારી;
છોડી દે પાન્ડવ ધ્યાન, છેવટ રહેવાની હારી

**દ્રૌપદી**—શુ હરાવે સતી નાર કપટી દયાનત હરામના;
છોડે નહી સતી જાપ, કદીએ પતીના નામના

**દુર્યોધન**—સીધી રીતે માન નહી તો તારા ગરીબડા પતીનો શીરચ્છેદ કરાવીશ, અને તેમના શીર કાપી લાવી તને બતાવીશ.

**દ્રૌપદી**—તું ખીચારો મારા પતીનો શીરચ્છેદ કરાવીશ !

**દુર્યોધન**—હા, હા, હુજ શીર છેદ કરાવીશ, મારૂં બળ કેટલું છે તે બતાવીશ

**દ્રૌપદી**—તારૂં બળ કેટલું છે, તે હું સારી રીતે સમજુ છું હારૂં બળ હારી જીભમા, બોલવામા, અને દુષ્ટ કામ વાસનામા છે તું એક કામી કુત્રો ચીયળ ધારણ કરનાર સીહનો શીર છેદ કરીશ, ત્યારે દુનીયા ઉથલપાથલ થશે, શીર છેદ કરવા જેટલું બળ હતું તો મારા સ્વયંવરમા ભીમસેન સ્થંભ ઉપાડી તમારી પછવાડે પડયો ત્યારે, મે તને સભામા અંધ કહયો ત્યારે, ને દેવે હરણ કરી અદ્ધર લટકાવ્યો હતો ત્યારે, તે બળ કયા ગયું હતું ?

**દુર્યોધન**—જેમ જેમ હું નથી બોલતો, તમ તેમ વધારે બોલે છે, પણ તેમા સાર નહી કાઢે

**દ્રૌપદી**—બોલવાને ના કોણ પાડે છે, એક બોલ ને એકવીસ સાભળ્ય.

**દુર્યોધન**—હવે એ વાત મુકી દે, ને કહે કે તારી શી ઈચ્છા છે ! તને સુખ પસંદ છે, કે દુખ

**દ્રૌપદી**—પુછવાનું કારણ !

**દુર્યોધન**—તારી ઈચ્છા

**દ્રૌપદી**—મ્હારી ઇચ્છા મારા પતી સંગે રહી સુખ કે દુઃખ જે મળે તેમા સંતોષે રહી પતી સેવા કરવી એજ છે સંતોષીને તો દુખ હોતુંજ નથી દુખ તારા જેવાને કે જેને કુતરાની માફક હાડહાડ થવાનું હોય

**દુર્યોધન**—એમ સીધી રીતે નહીજ માને, હાલને હાલ તારા ગરીબડા પતીનો શીર છેદ કરાવુ છુ, ને તને તેમના શીર લાવી બતાવુ છુ

**દ્રૌપદી**—પાપીઆ ! એ દુખીને રીબાવામા સાર નહી કાઢ તે નક્કી સમજજે, માટે તેમને સતાવવા રહેવા દે એ દુખી છે પણ સીહ છે, જેને સાહાક શ્રી કીરતાર છે, તો તેઓ આગળ તુ એક કંગાલ લાચાર છે માટે એ વાત મુકી દે હુ પાપીણી માટે એ ગરીબને નાહક સતાવીશ નહી

**દુર્યોધન**—બસ તારે ખાતરજ તેમને જીવતા છોડનાર નથી, તેમ તને પણ છોડનાર નથી.

**દ્રૌપદી**—કારણ !

**દુર્યોધન**—કારણ માત્ર તારૂ રૂપ

**દ્રૌપદી**—અભાગીઆ ! આ ગંદી કાયા ઉપર શાનો મોહ રાખે છે

દુહો.

હાડ ચામથી છે મઢયુ અંદર માસ રૂધીર
મળ મુત્રાદીક છે ભર્યુ શીદ ગુમાવે નીર
માટે માન, અને જરા વીચારી જો

**દુર્યોધન**—તુ ગમે તેમ શીક્ષણ આપીશ, પરંતુ તારા ઉપર લાગેલો મોહ કદાપી કાળે ખસવાનો નથી તે નથીજ ગમે તે જોખમે તને તો છોડનાર નથી તે નથીજ

દુહો.

દેવ સરીખી પુતળી, રૂપ ગુણ ભરી અપાર,
વીસરી વીસરાએ નહી, ભલે આવે દુઃખ ભાર.

**દ્રૌપદી**—વારૂ આ ગદી ગટર જેવી કાયામા તુ શેને ચ્હાય છે ! જો આ બાલ પર આશક થયો હોય, તો બાલ તોડી આપુ, જો આ કપાળ પર આશક થયો હોય, તો કપાળ ફોડી આપુ, જો આ આખો ઉપર આશક થયો હોય તો આખો કાઢી આપુ, જો આ રૂધીર માસથી ભરેલ સ્તનો ઉપર આશક થયો હોય, તો સ્તનો કાપી આપુ, જો આ પેટ ઉપર આશક થયો હોય તો પેટ ચીરી આપુ, જો આ મળમુત્રના અપવિત્ર સ્થાનથી આચ્છાદિત થયેલી જગા ઉપર મોહીત થયો હોય, તો જગા કાપી આપુ, બોલ બોલ લોહીમાસના ભુખ્યા વરૂ, સુખેથી બોલ શેની ઇચ્છા ધરાવે છે !

**દુર્યોધન**—બસ મારે તો તારૂ શીયળ ભગ કરી મારી રાણી કરવી છે.

**દ્રૌપદી**—

દુહો.

સીહ મુછ, ભોરીંગ મણી, શીયળ સતી શણગાર,
જીવતા કદીએ નવ જડે, સ્હાયક શ્રી કીરતાર

**દુર્યોધન**—જો સીધી રીતે નહી માને, તો તારો જાન લઇશ, પરતુ તને છોડનાર નથી, તે તુ ખાત્રીથી સમજજે

**દ્રૌપદી**—સુખેથી માર, પણ તુ બીચારો કામવાસનાથી ભરી રહેલો, હુ સતીને શુ મારનાર હતો !

**દુર્યોધન**—ઠીક છે, જોઉ છુ ચાલ્ય તૈયાર થા

**દ્રૌપદી**—રે પાપી સુખેથી માર, સતીના સ્હાયક દીનબેલી દયાળુ પ્રભુ હજરા હજુર છે, ભકતોને ભગવાનની સાચી હામ

છે, સતીયાને દુખ મુક્ત કરનાર માચો ગામ છે, સીતા- પતી ગમ છે

દુર્યોધન--ઠીક છે, જોઉછુ કે કીયો સીતાપતી ગમ છોડાવે છે,

દ્રૌપદી— ગાયન.

સ્તુતી

( વારે ધા વીહલા વ્હેલો ) એ રાહ,

મ્હાય કરો શ્રી કીરતારી, છેવટની છે વીનતી મારરે
વેગે લેજો ઉગારી,
પાપીઓ મારી પુઠે પાયો આ, લેવા બેઠો મુજ પ્રાણ,
અસી થકી શીર છેદન કરશે, થાશે કાયાની હાણ,
પ્રાણ જતા હાસી છે તારીરે—છેવટની
આધાર નાહી તુજવીણ કોનો, વ્હાલા કરો નાહી વાર,
અનેક ભક્તના કામ કર્યાં પ્રભુ તેમ સતી આ ઉગાર,
ઓથ એક સાચી તમારી—છેવટની
ધ્રુવ પ્રલ્હાદને દીધા અભય એવા ભક્તવત્સલ ભગવાન;
શાને માટે પ્રભુ વાર કરો તમે સુણો અરજ આ કાન;
બીરદ નહી દેશો વિસારી—છેવટની

( ભડાકા સાથે ભગવાન આવે છે અને સતીને પોતાનો હાથ આપી ગરૂડ ઉપર ખેચી લે છે, અને જાય છે, દુર્યોધન મુખ વીકાશી ઉભો રહે છે ) પડદો પડે છે

ટબલો



# પ્રવેશ ૧૧ મો

સ્થળ-વનમા પાન્ડવોની ઝુપડી
પાત્રો-પાચ પાન્ડવો, કૃષ્ણ, દ્રોપદી
ધર્મ-ભીમ-સહેદેવ-નીકુળ

સર્વ— ગાયન.

હરી ભજન

સમરણ કર તુ મનવા સાચુ સીતા રામનુ રે,
સીતા રામનુ રે, રઘુપતી રામનુ રે—સમરણ૦
ભક્ત વશ પ્રભુજી ધ્યારો, ભકતોની પીડા હરનારો,
સહાય નર્ત કરનારો, સ્થળ આરામનુ રે-સમરણ૦
માયા સર્વે મોઘી કીધી, સોઘી ભક્તિ છોડી દીધી
હેતા પ્રભુનુ નામ કામ નહી દામનુ રે-સમરણ૦
ભક્તિ છે ગગાનુ પાણી, કઈ જન પીતા ઉલટ આણી,
રામ નામ છે અમૃત, મોક્ષના ધામનુ રે-સમરણ૦
(કૃષ્ણજી દ્રોપદી સહ આવે છે)

ધર્મ—કૃષ્ણજી ! પધાર્યા ?

કૃષ્ણ—હા

ધર્મ—મહારાજ ! આપના પ્રતાપે સતી તો મળી, પરતુ મારો અરજુન વીરો ક્યારે આવશે ! તેને ગયે વરસ તો થઇ ગયુ

કૃષ્ણ—ધર્મરાય ! વિદ્યાભ્યાસનુ કામ છે, વખતે વાર પણ લાગે

ધર્મ—અર્જુન વિના મને ઘડી આરામ નથી, સુખનુ નામ નથી તેની રેવાની અવધી છે જુવો સાભળો

## ગાયન.

અર્જુનની શેવાની અવધિ,
સુણો કૃષ્ણ કહુ આણે દાર
પડતા પહેલો બોલ ઉપાડ
ઘડી એક નવ લાગે વાર,

ભીમ પાસે દાતણ માગુ વૃક્ષ આણી નાખે,
સહેદેવને કાંઇ કામ બતાવુ જોશ સુખથી ભાખે,

નીકુળને વનણાગી કરતા કેમે કર્યો ન આવે પાર,
નતીને જો કામ બતાવુ, હરણ થયાની બીક અપાર

કહેતા સાથે કામ ઉઠાવે,
શેવા તેની અતી સુખકાર—પડતા પહેલો

નાટે પ્રભુજી ! તેના વીના મને ચેન પડતુ નથી
( અરજુન આવે છે )

**કૃષ્ણ**—જુવો ધર્મ રાજા ! અ જુ ન આવી પહોચ્યા
( અરજુન આવી ધર્મ અને કૃષ્ણને પગે લાગે છે )

**ધર્મ**—ભાઇ અરજુન ! આવ્યો

**અરજુન**—હા મોટા ભાઈ !

**ધર્મ**—વાહ કૃષ્ણજી ! હમને વનવાસ નીકળે બાર વર્સ પુરા થવા આવ્યા હશે ?

**કૃષ્ણ**—સહેદેવજીને પુછો,

**ધર્મ**--સહદેવ વીરા ! આપણને વનમા આવે માર વર્ષ ક્યારે
પુરા થાય છે ?

**સહેદેવ**—મોટા ભાઇ, કાલ બાર વર્સ પુરા થશે

**ભીમ**--કૃષ્ણજી ! આ તરતીઓ જોશી ઠીક છે, કારણ, જે વાત
પુછો તેનો ઉતર હાલ કે કાલ

**સહેદેવ**—મોટાભાઈ જે હોય તેજ કહેવાય,

**કૃષ્ણ**--ઠીક ત્યારે તમારે એક વરસ ગુપ્ત રહેવાનું છે, તે માટે શુ
વિચાર ધાર્યો ?

**ધર્મ**—કૃષ્ણજી ! હમે તો કાઈજ વિચાર ધાર્યો નથી, તમો
બતાવો તે પ્રમાણે કરીએ

**કૃષ્ણ**-તમારે વેશ પલટાવીને રહેવુ પડશે, અને વેશ કાઢો તે
બજવવો પડશે

**ધર્મ**--તે શીવાય ક્યા સીદ્ધી છે પણ ક્યા જવુ, તે રસ્તો બતાવો

**કૃષ્ણ**--તમો વૈરાટ નગરમા વૈરાટરાજાને ઘેર જાઓ, ત્યા તમારૂ
વરસ નીકળી જશે

**ધર્મ**--પણ વેશ શુ ધારણ કરવા, તેતો બતાવો ?

**કૃષ્ણ**—ધર્મરાજા ! તમો બનો રૂષી, કારણે તે સીવાય બીજુ
કામ તમારાથી બનશે નહી, માટે રાજાના ગુરૂ તરીકે
રહેવાનુ કામ કરી શકશો

**ધર્મ**—પણ મહારાજ ! કદાપીકાળે અસત્ય બાષણ મુખમાથી
કાઢનાર નથી તે નથીજ

**કૃષ્ણ**--બહુ સારૂ તમો સત્ય કહેશો કે હું ધર્મ છું પરંતુ તેતો તમને પાન્ડવ ગાદીના ગુરૂ છો એમજ સમજશે, અને ગુરૂપદે સ્થાપશે

**ધર્મ**—વારૂ અરજુનને શું કર્યું, અને શું નામ ધારણ કર્યું.

**અરજુન**--મોટાભાઈ ! મારી તરફની ચીંતા ધારણ કરવી નહી, કારણ મને સ્વર્ગમાંથી અપછરાનો શ્રાપ છે, તેથી બાર મહીના વ્યંઢળ થઈ રહીશ, અને વૈરાટરાજાના કુંવર તથા કુંવરીને ભણાવીશું

**ધર્મ**—વારૂ પણ સેહેદેવજી તમે શું કામ કરશો ?

**સહેદેવ**—મોટા ભાઈ ! હું એક એવો વીદ્યા જાણું છું કે જે ગાય એક શેર દુધ દેતી હોય, તેના કાનમાં મંતર ભણું તો ચાર શેર દુધ આપે, તેથી હમો પછી ગોવાળ નામ ધારણ કરીશું, અને ગૌ શેવા કરીશું.

**ધર્મ**—વારૂ પણ આ નીકુળજી શું કામ કરશે ? કારણ પ્રથમ વરણાગીમાંથી ઉંચા આવતા નથી તો દાસત્વપણું કેવી રીતે ઉઠાવશે ?

**નીકુળ**--મોટા ભાઈ ? મારી તરફની બીલકુલ ચિંતા ધરતા નહી. કારણ હું અશ્વવિદ્યાનો મંત્ર એવો જાણું છું, કે નીર્માલ્ય ઘોડાને મંત્રના બળથી પવન વેગી બનાવું, માટે હમો ઘોડાળમાં રહીશું, અને અશ્વોને ભણાવીશું, ને નામ ચાબુક અસવાર ધારણ કરીશું.

**ધર્મ**—ઠીક પણ આ ભીમસેનનું શુ થશે ! સર્વનુ થયુ પણ આ ભીમસેનની ચિંતા છે.

**ભીમ**—મોટા ભાઈ ! મારી તમારે બીલકુલ ચીંતા કરવી નહી. કારણ હું રસોઇ બનાવી જાણું છુ, તો વીરવાલવા નામ ધરીશુ, અને વૈરાટરાજાની સકળ સૈનની રસોઇ કરીશુ બાર મહીના સુખે દુખે વેઠી લઇશુ

**ધર્મ**—ઠીક હવે સતી તરફની ચિંતા રહી કારણ અબળાની જાતી શુ કરી શકે, માટે તેને પંચાળ દેશમા તેમના પીતા પાસે મોકલાવીએ તો કેમ કૃષ્ણ ?

**દ્રૌપદી**—નાથ ! એ શુ બોલ્યા ? શુ આપ વૈરાટરાજાને ત્યા દાસત્વ ઉઠાવશો, અને હુ મારા પીતાને ત્યા સુખમા રહીશ ! એતે કદી બને ? પતીને સુખે સુખી અને દુખે દુખી થવુ તે સતીનો ધર્મ છે શુ છાયા તે કાયાથી જુદી થએલી સાભળી છે, શુ માછલી જળને તજી એકલી રહેલી જોઈ છે ! માટે નાથ ! જ્યા આપ ત્યા હુ. આપ દુખી તો મારે સુખ કયાથી ? હુ પણ આપની પેઠે વૈરાટનગરમા સૈરન્ધ્રી નામ ધારણ વૈરાટરાજાની રાણી સુદર્શના ને શણગાર સજાવનાર દાસીપદ ધારણ કરીશ માટે મારી તરફની ચિંતા કરના નહી.

**કૃષ્ણ**—ધન્ય છે પતીના સુખ દુખમા અનેક સંકટો નડવા છતા પણ એક નીષ્ટાથી ભાગ લેનારી સ્તી ! તારી પતી ભક્તિની અવધિ છે, હે ધર્મરાજા છોકરાનુ !

**દ્રોપદી**—મહારાજ ! છોકરાને પંચાળ નગ્રમા મારા પીતાજીને ત્યા મોકલાવી આપો

**કૃષ્ણ**—છોકરાને નમાયા મોસાળ મોકલવા, તે સારૂ નહી, કારણ મા વગરના છોકરા, મામા મામીઓના વચન કેવી રીતિ સહેશે ?

**દ્રોપદી**—મહારાજ ! શાનાટે તાવો છો ? માત પીતાને દુખ તો છોકરાને પણ દુખજ હોય, તેમા નવાઇ શુ ? હમો પારકુ મસન્ન ઉઠાવીશુ, તો તેથી મામા મામીઓના બોલ થી શુ વીશેશતા છે

**કૃષ્ણ**—ધન્ય છે બ્હેન દ્રૌપદી ! તમારી દ્રઢ નીષ્ટાને ! ઓ હુ છોકરાને લઇને પચાળ નગ્રમા મુકી આવું છુ અને પછીથી દ્વારીકા જઈશ, તમો વૈરાટ નગ્ર તરફ સીધારો

**દ્રોપદી**—મારા વ્હાલા બાલુડા, મોસાળ પક્ષમા જઇ સુખેથી રહેજો, મામા મામીના બોલ સહેજો, આટલી શીખ અંતરમા જરૂર ધરજો, વીસરશો નહીં.

**ગાન**

**દ્રૌપદી-બાળક**—

કુવર કોડામણા માહરા,
સુખે મોસાળ જાય

**બાળક**—ચિંતા ધરો નહી માવડી,

**દ્રોપદી**—લાગે વીયોગ ધાય--કુંવર૦

**બાળક**—મોસાળમા રહીશુ હમો, માત તજો ઉચાટ
આણા પાળીશુ ત્યા સર્વની, એવો કર્મનો ઠાઠ-કું૦

**દ્રોપદી**—વિયોગ દુખ નહી આણુશો, રહેજો ધરી ઉલ્હાસ,
વરસ એક વીતી જતા, પ્રિતે તેડાવીશ પાસ-કુંવર૦

**બાળક**—કાયે વરસ માજી વહી જશે થાશે સંયોગ સુખ,
નશીબે આવ્યુ ઉઠાવવુ, કર્મે લખેલ દુખ,
માતા પીતા જાઇએ હમે

**ધર્મ**--સતી ! હવે એ માયા મુકી દીયો, અને વૈરાટનગ્ર તરફ
જવા માટે તૈયાર થાઓ કૃષ્ણ પ્રભુ તમો પણ બાળકો
સહ પધારો

**કૃષ્ણ**—બહુ સારૂ ધર્મરાજા, તમો જાઓ હુ જાઉછુ (કૃષ્ણ
જાય છે)

**ભીમ**--ચાલ્ચુ આપણે પણ ચાલો, (સર્વે જાય છે)



# પ્રવેશ ૧૨ મો

---

**સ્થળ**--વૈરાટ નગ્રની બાગોળ

**પાત્ર**--ધર્મ ભીમ અરજુન મેહેદેવ નીકુળ દ્રૌપદી

**ધર્મ**--અરજુન વીરા ! તમારા હથીઆર સર્વે કયા મુકશો ?

**અરજુન**--મોટા ભાઈ ! આ સામે સીમડાનું ઝાડ છે તે ઝાડપર મુકુ છુ, અને તેના ફરતી તક્ષક નાગની ચોકી મુકુ છુ એટલે કાઇ હરકત જેવુ નથી

**ધર્મ**--બહુ સારૂ તમો હથીઆર મુકી આવો ( અરજુન જાય છે )

**ભીમ**--મોટા ભાઈ પ્રથમ તમો વૈરાટરાજાની કચેરીમા પધારો, અને ગાદીના ગુરૂ થઇ બીરાજો, ત્યા પાછળથી એકે એકે હમો આવીએ છીએ, ( અરજુન આવે છે ) કેમ અરજુન ?

**અરજુન**--હા મોટા ભાઈ તમો પ્રથમ પધારો

**ધર્મ**--બહુ સારૂ, ( જાય છે )

**ભીમ**--અરજુનજી ! તમો તથા મેહેદેવ નીકુળ સર્વે વેશ બદલી તૈયાર થાઓ, કારણ એકે એકે જવાનુ છે

**અરજુન**--બહુ સારૂ ચાલો આપણે વેશ બદલી તૈયાર થઇએ, પ્રથમ ઇશ્વર સ્મરણ કરી લ્યો

સર્વે—

## ઈશ્વર સ્તુતિ.

મ ગળ કર નટવર મોરલીધર,
સુંદર વર સુખ કારીજી—
કીરીટ કુંડળ કૌસ્તભ મણીધર,
કમળા વર દુઃખ હારીજી—
પીતામ્બર વર જય પુરૂષોતમ,
પ્રણુત દાન દભારીજી-
શ્યામ શ્યામના રસીક શીરોમણી
ગોવરધન ગિરિધારીજી-
સાચો આશ્રય એકજ ત્હારો,
તૃષ્ણુ વરણુ કીરતારીજી—
નારેણુ રાખો સ કટ કાપો,
નર એ નાથ મોરારીજી-

( સર્વે નાય છે )



## પ્રવેશ ૧૩ મો.

---

સ્થળ--વૈરાટ નગરમાં વૈરાટ રાજાની કચેરી

પાત્ર--વૈરાટ રાજા, કૈયાજી પ્રધાન, દરબારીઓ, ઓત્રા કુંવર પાળવી પાન્ડવો

દરબારીઓ— ગાયન.

મુગટ શીર સોહે નૃપતી જયકારી
વારી વારી વૈરાટપતી બલહારી,—મુગટ
સભા પુરંદર જેવી, કે અન્ય ઉપમા દેવી
અંતર અંદર શાન્તિ શાન્તિ ફેલાવે
ભાવે ગુણ ગાઈએ ભુપતી સુખકારી—મુગટ

છડીદાર—મહારાજ ! બહાર કોઈ રૂપી આવ્યા છે અને તેઓ હજુર આવવાની ઇચ્છા ધરાવે છે,

વૈરાટરાજા—તેમને સુખેથી પ્રવેશ કરાવ, રૂષી મુની માટે આજ્ઞા હોયજ નહી.

છડીદાર--જેવી મહારાજાની આજ્ઞા ( ધર્મ આવે છે )

વૈરાટરાજા— ( દંડવત્ત કરી ) રૂષીરાજ ! આપે પધારી મને પાવન કર્યો છે, આ સેવક સન્મુખ કામકાજ ફરમાવી આભારી કરો

ધર્મ--વૈરાટરાજા ! હું ધર્મ છું, એક વરસને માટે રહેવા આવ્યો

છુ, મારે ઇચ્છા હોય તો હા કહો, જો આપશો તો રહીશુ, અને ગાદી ગુરનુ કામ કરીશુ

**વૈરાટ**—એવા માગ ક્યાથી ભાગ્ય હોય કે આપ જેવા પાન્ડવ ગાદીના ગુરૂ મારે ત્યા રહો ! સુખેથી રહો, અને ગાદીના ગુરનુ પદ સ્વીકારી આભારી કરો વારૂ આપનુ નામ!

**ધર્મ**—કીંક,

**વૈરાટ**—કીંક રૂપી ! આપ સુખેથી અત્રે રહો, અને આ રાજ્ય તમારૂ પોતાનુ છે એમજ સમજશો ( ગાદી ઉપર બેસાડે છે ) આજ માગ અહો ભાગ્ય ! પાન્ડવ ગાદીના ગુરૂ મારે ત્યા રહ્યા, અને મને પાવન કર્યો

**છડીદાર**—મહારાજ બહાર કોક વ્યંઢળજી આવ્યા છે

**વૈરાટ**—તેમને સુખેથી પ્રવેશ કરાવ

( અરજુન વ્યંઢળ વેશે આવે છે )

**વ્યંઢળ**—ખમા તને રાજા વૈરાટ ! માતા બહુચરા તને અમર કરે, અને તારી ગાદી અવીચળ તપો

**વૈરાટ**—વ્યંઢળજી ! કહો કેમ પધારવુ થયુ છે ?

**વ્યંઢળ**—રાજાજી ? હુ પાન્ડવરાજાને ત્યા તેમના કુવર અભેમાન્યુને ધનુષ્ય વીદ્યા અને શાસ્ત્રાક જ્ઞાન આપતો હતો પણ તેઓ વનવાસ ગયા તેથી એક વરસને માટે અત્રે રહેવા આવ્યો છુ, જો રાખીશ તો તારા પુત્ર પુત્રીને વીદ્યાઅભ્યાસ કરાવીશુ

વૈરાટ--કેમ કીકરૂપી !

કીક—ભલે રાખ્ય આવા માણસ ખોળ્યા નહી મળે.

વૈરાટ—ઠીક ત્યારે અત્રે રહો (કૈયાને) કૈયાજી ! તેમને માટે નીશાળનો બંદોબસ્ત કરી આપો

(અરજુન જાય છે)

છડીદાર--મહારાજ ! બહાર કોઇ ભરવાડ આવ્યા છે અને હજુર આવવા આજ્ઞા માગે છે

વૈરાટ—તેમને સુખેથી પ્રવેશ કરાવ

છડીદાર—જેવો નામદાર હુકમ

(પછી ગોવાળ સહેદેવજી આવે છે)

વૈરાટ—તમો કોણ છો, અને ક્યાથી આવો છો ?

સહેદેવ—હમો ગોવાળ છીએ, પાન્ડવોને ત્યા રહેતા હતા, પરંતુ પાન્ડવો વનમા ગયા, તેથી તમારે ત્યા રહેવા આવ્યા છીએ, જો રાખશો તો રહીશુ અને હમારી પાસે એવો મત્ર છે કે જે ગાય એક શેર દુધ દેતી હોય, તે ચાર શેર દુધ આપે.

વૈરાટ—બહુ સારૂ ત્યારે સુખેથી રહો અને દરબારી ઢોર સાચવો

સહેદેવ--જેવો હુકમ (જાય છે)

છડીદાર--મહારાજ ! બહાર કોક ચાબુકસ્વાર નામનો માણસ આવેલો છે, તે હજુર આવવા આજ્ઞા માગે છે.

**વૈરાટ**—તેમને સુખેથી પ્રવેશ કરાવ,

**છડીદાર**--જેવો નામદારનો હુકમ

(નીકુળ આવે છે

**વૈરાટ**—તમે કોણ છો, અને ક્યાંથી આવો છો !

**નીકુળ**--હમો પાન્ડવોને ત્યા ઘોડેસ્વારનુ કામ કરતા હતા, પન્તુ પાન્ડવો વનમા ગયા, તેથી તમારે ત્યા રહેવા માટે આવ્યા છીએ, ત્રણ કોડીના ટટ્ટુને પવનવેગી બનાવાનો મત્ર જાણીએ છીએ માટે મરજી હોય તો રાખો

**વૈરાટ**--કેમ ઠીક રૂપી ?

**કીચક**--જેવી નારી મરજી

**વૈરાટ**--બહુ સારૂ ત્યારે ઘોડાળમા રહો, અને અશ્વપાળનુ નામ બજાવો

**નીકુળ**—જેવો હુકમ (નીકુળજી જાય છે)

**છડીદાર**—મહારાજ ! બહાર કોઇ બાઇ આવી છે, અને હજુર આવવા આજ્ઞા માગે છે,

**વૈરાટ**—તેને અંદર પ્રવેશ કરાવ

**છડીદાર**—જેવો નામદારનો હુકમ (દ્રોપદી આવે છે)

**વૈરાટ**—બાઈ ! તમો કોણ છો, અને ક્યાંથી આવો છો ?

**દ્રૌપદી**—વૈરાટ રાજા ? હુ પાન્ડવોને ત્યા દ્રૌપદીને શણગાર સજાવતી હતી, અને પાન્ડવોની દાસી છુ, પરતુ પાન્ડવો વનમા ગયા, તેથી તમારે ત્યા નોકર રહેવા આવી છુ, જો રાખશો

તો રહીશુ, અને રાણી શુદક્ષણાને વસ્ત્ર શણગાર સજાવ્યા

**કૈયાજી**—સ્વગત " આને રાખેતો કેવુ સારૂ, શુ તેનું રૂપ ?

**વૈરાટ**—કેમ કીક રૂષી !

**કીક**—જેવી તારી મરજી

**દ્રૌપદી**—પણ વૈરાટ રાજા ! એક શરત કબુલ કરવી પડશે,

**વૈરાટ**—શી ?

**દ્રૌપદી**—મારે માથે પાચ ગાધર્વો છે. તેઓ જો કોઈ મારા સામે કુદ્દષ્ટી કરશે તેનો પ્રાણ લેશે, તે શરત કબુલ હોય તો હુ રહુ

**વૈરાટ**--ભલુ સારૂ તમારી સામે કુદ્દષ્ટી કરશે તે પ્રાણ ખોસે એ તો કરશે તેવુ ભરશે, તમો સુખેથી રહો, કેમ કીક રૂષી ?

**કીક**--ખરૂ છે, કરે તેવુ ભરે ને વાવે તેવુ' લણે

**વૈરાટ**--બાઇ તમો સુખેથી રહો, જાઓ મહેલમા [ દ્રૌપદી જાય છે ]

**છડીદાર**—મહારાજ ! બહાર કોઇ જાડા આવ્યો છે ! ખભે મોટો કડછો નાખેલો છે. અને હજુર આવવાની આગ્રા માગે છે

**વૈરાટ** -તેમને સુખેથી પ્રવેશ કરાવ

**છડીદાર**--જેવો નામદારનો હુકમ '( ભીમ આવે છે )

**વૈરાટ**--તમો કોણ છો ?

**ભીમ**--પાન્ડવ સોનાના રસોઇઆ છીએ,

વેરાટ—અહી કેમ આવવુ થયુ છે ?

**ભીમ**—પાન્ડવો વનમા ગયા છે, તેથી નોકરી કરવા આવ્યા છીએ, જો રાખશો તો રહીશુ. અને તમારી તમામ સેના ની રસોઇ કરીશુ

વેરાટ—કેમ કીચક રૂપી ?

કીચક—જેવી તમારા ઇચ્છા

વૈરાટ—વારૂ સુખેથી રહો અને આખી સેનાની રસોઇ કરો

**ભીમ**—પણ મારે ખાવા માટે રોજનુ સોળ કળશી અનાજ જોઇશે

વૈરાટ—સોળ કળશી !

**ભીમ**—હા પણ તેવુ કામ કોઇક પ્રસંગે બજાવીશુ

વૈરાટ—કેમ કીચક મહારાજ ?

કીચક—રાખવો હોય તો રાખો, સોળ કળસી અનાજ ખાશે તો કોઇક વખત તે પ્રસંગ પડયે કામ બજાવશે, બદલો વાળશે

વૈરાટ—બહુ સારૂ તમે રસોડે પધારો (ભીમ જાય છે)

કૈયો—(સ્વગત) "ચાલો આપણા પણ ભાગ્ય ફળી ગયા રૂપાળી ને ચપટીમા મેળવી લઇશુ અને અમન ચમન કરીશુ

વૈરાટ—કીચક રૂપી ! આજે મારા અહો ભાગ્ય કે પાન્ડવોના નોકરો મારે ત્યા આવ્યા, તે ઇશ્વરની પુરી કૃપા થઇ એમ હુ સમજુ છુ (વારાગનાને)
તમારો નાચ શરૂ કરો

ચારાગના--　　　　　　ગાય

રામારે મે તો પનીઆ ભરન મઇ
પનીઆ ભરન મઇ દુર--રામારે૦
જબ ઘટ ઘાટ હુએ સર લાગીરે,
સાજ પડે ઘર દુર--રામારે૦
કેસે જાઉ સખીમે પનીઆ ભરન!
રોકત ટોકત નંદકો નંદન મદન મોહન કાન્હ-કયસે૦
જાઓ સખી સમજાઓ મોહનકો,
ના રોકો! કયો ટોકો!
દેખેગી માસ મોની લે લેગી પ્રાન-કયસે૦

---

**( વૈરાટ પર્વ સુધી ભાગ ૧ લો: )**

**સમાપ્ત.**

